# બાઇડીઓની વાતમાં તમે શું જાણો?



(એક પતિનો અનુભવ.)





પ્રકાશકઃ—નારાયણજી ગોકલદાસ ડોસાણી.
સેવા સમિતિ પુસ્તકાલયઃ ૧૫૭–૫૯, ગુલાલવાડી, મુંબઈ નં. ૪.

તમારા સંસારમાં રસ ઝરણ વહાવવાં હોય,

મોંઘા માનવજીવનને સફળ કરવું હોય,

સામાજિક પ્રશ્નોની ચળવળ કરી દેશ સેવામાં ભાગ લેવો હોય,

સ્ત્રીઓ તથા બાળકોને સુશિક્ષિત કરવાં હોય,

તો સત્વર ગ્રાહક થાઓ

# સમાજ જીવન

**ગુજરાતમાં સામાજિક પ્રશ્નોની સ્વતંત્ર ચર્ચા કરનાર, આબાળવૃદ્ધ સ્ત્રીપુરૂષ સર્વને એક સરખું ઉપયોગી રસવંતું એકલું માસિક પાંચ વર્ષ થયાં નિયમિત પ્રગટ થાય છે.**

---

દર મહિને સુંદર રસભરી ટુંકી વારતા ઉપરાંત હૃદયંગમ સાંસારિક, આર્થિક, તથા અર્થગાંભીર્યપૂર્ણ સામાજિક લેખો આવેછે.

તમે ગ્રાહક થશો તો તમારા ચાર રૂપિયાનો બદલો તો તમને એક "**લોહીના વેપાર**" વાળી ચાલુ વાર્તાજ આપી દેશે.

**વાર્ષિક લવાજમ રૂ. ૪-૦-૦. હિંદ બહાર રૂ. ૫-૦-૦.**

**છુટક નકલના આના આઠ.**

**નારાયણજી ગો. ડોસાણી,**

તંત્રીઃ-**સમાજ જીવન,**

૧૫૭/૫૯, ગુલાલવાડી, મુંબઇ, નં. ૪

# બાઈડીઓની વાતમાં તમે શું જાણો?

( એક પતિનો અનુભવ. )

લખનાર:
રા. નલિનીકાન્ત.
જૂનાગઢ—કાઠિયાવાડ.

પ્રકાશક:
નારાયણજી ગોકળદાસ ડોસાણી.
માલેક: સેવાસમિતિ પુસ્તકાલય.
૧૫૭—૫૯ ગુલાલવાડી—મુંબાઈ નં. ૪



શરદપૂર્ણિમા ૧૯૭૮.

આવૃત્તિ ૧ લી. પ્રત: ૩૦૦૦.

અમદાવાદ—ધી 'યુનિયન' પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં
શાહ મોહનલાલ ચીમનલાલે છાપ્યું.

કિંમત ત્રણ આના.

# નવું સાહિત્ય ! સેવાસમિતિ ગ્રંથમાળા-નવો બહાર !!

વિક્રમ સંવત ૧૯૭૮ થી શરૂ થઇ છે, જેમ પ્રતિવર્ષ સુન્દર, રોચક, નવજીવન પ્રેરક, રસભરેલાં ચાર સામાજિક પુસ્તકો પ્રકટ થાય છે અને તે કાયમના ગ્રાહકોને પોણી કિંમતે અપાય છે. ગ્રાહકો માટે નીચેના નિયમો ઠરાવ્યા છે.

૧. પ્રવેશફી એક રૂપિયો ભરવાથી 'માળા' ના ગ્રાહક થઇ શકાય છે અને વર્ષ પુરૂં થયે જો ગ્રાહક તરીકે ન રહેવું હોય તો તે પ્રવેશફીનાં નાણાં પાછાં આપવામાં આવે છે.

૨. વર્ષમાં ચારથી પાંચ ઉંચી પસંદગીનાં સારાં પુસ્તકો પ્રગટ થશે અને તે ગ્રાહકોએ લેવાં પડશે. પણ તે સર્વ પુસ્તકોની ભમાને કિંમત રૂ. ૬) કે ૭)થી વધુ નહિ થાય, લાયબ્રેરીને શોભાવે તેવા સુન્દર કાગળ ઉપર સારી છપાઇથી સઘળાં પુસ્તકો તૈયાર કરવામાં આવે છે.

૩. પ્રત્યેક પુસ્તક તેની પોણી કિંમતે વી. પી. રજીસ્ટરથી મોકલવામાં આવશે અને તે રવાના કરતાં પહેલાં ગ્રાહકોને પોષ્ટકાર્ડથી ખબર આપવામાં આવશે; છતાં જેઓ વી. પી. પાછું વાળશે તેમનું નામ લીસ્ટમાંથી કમી કરી પ્રવેશફી ઉપરનો તેમનો હક્ક કાઢી નાંખવામાં આવશે. જે ગામમાં એજન્ટ હશે તેની પાસેથી પણ પુસ્તકો મળશે.

તૈયાર છે—આ ગ્રંથમાળાનાં ત્રણ પુસ્તકો અંધકાર પર પ્રકાશ તથા અબળાની આત્મ કથાઓ તથા વિશ્વલીલા પ્રગટ થઇ ગયાં છે. અને બીજાં રસિક સામાજિક પુસ્તકો લખવાનું કામ શરૂ થઇ ચૂક્યું છે. જલ્દી ગ્રાહક થઇ આવો સસ્તો લાભ મેળવો. વેપારીઓને પોતાની જાહેરખબરો આપવાનું આ એક ઉમદા સાધન છે.

**ગામેગામ ભરોસાદાર એજન્ટો જોઇએ છે.**

નારાયણજી ગો. ડોસાણી.
વ્યવસ્થાપકઃ સેવાસમિતિ ગ્રંથમાળા.
૧૫૭—૫૯ ગુલાલવાડીઃ મુંબઇ નં ૪.

# બાઈડીઓની વાતમાં તમે શું જાણો ?

## (એક પતિનો અનુભવ.)

મારાં પત્ની ડોલર ડાહ્યાં, કહ્યાગરાં. કામકાજની આવડતવાળાં ને રસિક હતાં. શાળા અને કૉલેજનું શિક્ષણ લીધું નહોતું એટલુંજ નહિ પણ પાટી પર ધુળ સરખી નાંખીયે ન હતી. તોયે કુટુંબમાં વ્યવહારચતુર લેખાતાં. મને ગૃહજીવનમાં જોડાયાં ને લગભગ સાત આઠ વર્ષ થવા આવ્યાં, એટલે મારા ગૃહની સંપૂર્ણ જવાબદારી મેં શ્રદ્ધાપૂર્વક તેમને સોંપેલી. ગૃહવ્યવહાર, રાચરચીલું, અતિથી સત્કાર, જમણ જમવાં, લેવડ દેવડ આદિ સર્વ મારાં પત્નીની ઇચ્છા પ્રમાણેજ થતું અને આ રીતે હું ગૃહકારભારના બોજાથી ઘણે અંશે મુક્ત હતો, અને મારે ત્યાં પૂત્ર થયા પછી મારો પગાર પણ તેમના હાથમાં સોંપતો. સ્ત્રીજાતિમાં સામાન્ય રીતે ઘર કરી ગયેલી કેટલીએક રૂઢીઓ, કુટેવો મારાં પત્નીમાં સર્વાંશે હતી; અને પોતે સંસ્કારી કે શિક્ષીત નથી એટલે એ રૂઢિનાં દાસત્વથી મુક્ત કરી શકાય તેમ

પણ નહોતું. અલબત ! અમારા ગૃહજીવનની વાતો આમ પ્રકટ કરવી ન જોઇએ; પરંતુ મારાં પત્નીની સદર પરવાનગી મેળવ્યા પછીજ એ થોડા અનુભવની વાત ટાંકું છું. આ લેખમાં જે કાંઇ ઉચ્ચ અને ગ્રાહ્ય હોય તે મારાં પત્નીનીજ કુશળતા સમજવાની છે; અને જે કાંઇ દોષ રૂપ નિરૂપયોગી જણાય એ મારૂં પોતાનું છે એ પણ હું સ્પષ્ટ કબુલ કરૂં છું. વળી આ અનુભવી નોંધનો સર્વાધિકાર મારાં પત્નીને જ સ્વાધીન કરવામાં આવેલ છે, એટલે તે સબંધી કંઇ પણ ખુલાસો મારાં પત્ની દ્વારાજ થઇ શકે.

આટલી પ્રસ્તાવના લખ્યા પછી અમારા ગૃહજીવનની બે વાતો અનુભવ રૂપે લખું છું:—

( ૧ )

પ્રથમ તો મારાં પત્ની રોવા કુટવામાં અગ્ર ભાગ લેતાં. રોવા કુટવાના કાર્યને સ્ત્રી જાતીનું વરિષ્ટ કાર્ય સમજતાં; બરાબર રાગડા ખેંચી રોઇ ન શકે, તાલ સુરમાં ધડાકાબંધ છાજીઆં ન લઈ શકે તેવી સ્ત્રીઓને વખોડતાં-ટીકા કરતાં મારાં પત્ની આ કળામાં પોતે અન્ય બૈરાંઓથી ચતુર છે એમ માની ગર્વ રાખતાં.

* * * *

એક દહાડો મારાં એક વૃદ્ધ બ્હેન તેને ગામ ગુજરી ગયાં એ ખબર આવતાં મારે ઘેર વાત મંડાઇ. મારાં પત્ની તો આવા પ્રસંગની લાગને ડોળે રાહજ જોઇ રહ્યાં હોય. પારકે ઘેર રોવા કુટવાનું હોય ત્યારે મારે એ દેખવાનું કે દાઝવાનું કશું ન હોય તો પણ એ વિષયમાં રાત્રીએ બે શબ્દો કહી દેતે ત્યારે ઉત્તરમાં મારાં પત્ની "અમારી

બાઇડીઓની વાતમાં તમે શું જાણો?" આ રામબાણ ઉક્તિ કહી મને નિરૂત્તર કરી દેતાં.

મારાં બ્હેન વયોવૃદ્ધ હતાં, કોઇ જાતની સંસારની વાસના રહી હોય તેમ એ મરનાર બ્હેન માટે ન હતું. દીકરા ભણેલા ગણેલા અને સારા કમાઉ હતા. વળી દીકરાને ઘેર દીકરા પણ એ બ્હેને જોએલા. દીકરા અને દીકરાની વહુઓ પણ એ બ્હેનની નમ્રપણે સેવા કરતાં. આમ મારાં બ્હેનનું સુખપૂર્વક મરણ થયું એટલે મને એક વાતે સંતોષ હતો. મેં તો માત્ર કાગળ વાંચી ન્હાઇ લીધું. પરંતુ મારાં પત્નીએ નાત જાત અને પાડોશની સ્ત્રીઓનો મારે આંગણે ભેગી કરી અને એક વીર ક્ષત્રિયાણી રણે ચડે તેવા આવેશમાં ચોકની મધ્યમાં સાળુનો પાલવ તંગ કરી ઉભાં રહ્યાં. પત્થરને પિગળાવી દે તેવી ભયંકર કહાણ માંડી. ભેગી મળેલી સ્ત્રીઓ ઝીલવા લાગી. અને ધાબા પર ટિપણીઓ પડે તેમ છાતીપર ધડાધડ હાથ પડવા લાગ્યા. પરંતુ બારીક દ્રષ્ટીએ જોતાં જણાયું કે આખમાં આંસુ નહોતાં, હૃદયમાં લાગણી નહોતી, દીલમાં શોક નહોતો, કે મર્મ ભાગ વિંધાયો નહોતો. એટલે મારાં પત્ની સિવાય અન્ય ફૂટનારીઓનાં ધડાકાઓ પોલા હતા. હું કંટાળ્યો. બે કલાક પૂરા થયા તોય આ ફારસનો અંત આવ્યો નહીં. મારાં દહોડ ચતુર પત્ની પર ચીડાયો. પણ બીજીજ પળે તે અજ્ઞાન જીવ માટે દયા આવી.

આખરે ચાર વાગે સહુ રડતાં, જમીન પર પડતાં, કકળતાં નદીએ ન્હાવા ગયાં હું કપડાં પહેરી બહાર ગયો.

સાંજે સાત વાગે ઘેર આવ્યો. દીવાનખાનામાં શાલ ઓઢી મારાં પત્નીને સુતેલાં દીઠાં. મારો બાળક પુત્ર ટપુ ઓશીસા પર માથું દાબી

રહ્યો હતો. રસોડામાં ધૂમાડાના ગોટેગોટ નીકળતા હતા. હું કપડાં ઉતારી પગ હાથ ધોઇ રસોડામાં ગયો. એક મોટા તપેલામાં ગળા સુધી પાણી ભરી ખીચડી ઓરેલી; પરંતુ આંધણમાં હજુ ઉનો વા વાયો નહોતો. હું લાકડું સંકોરી ચૂલામાં એકાદ ફુંક મારી બહાર આવ્યો. મારાં પત્નીને તબિયતના સમાચાર પૂછ્યા. ટપુએ કહ્યું: 'બાને શરદી થઇ ગઇ છે.' મેં તુર્તજ સુંઠ અને તીખાં વાટી મારાં પત્નીને મોંએ અને હાથે પગે ચોળ્યાં. મારાં પત્ની સહજ સ્વસ્થ થતાં પથારીમાં બેઠાં થયાં. મેં સુઇ રહેવા જ કહ્યું.

'આજે તમને હું જરા મહેનતમાં નાંખું છું, ખોટું નહિ લગાડશો.' મારાં પત્નીએ કહ્યું.

'નહિ, ડોલર! તમે મારી જરાયે ચિંતા કરશો નહિ, તમારી પ્રકૃતી આજે લથડી જશે. ખાટલો ઢાળવો પડશે એ મને આજ પ્રભાતથી ખાત્રીજ હતી!' મેં સહજ વ્યંગમાં કહ્યું.

'હોય બે દહાડા માંદાય પડીએ. જુવો! મેં ખીચડી ઓરી છે તે ચડી જવા આવી હશે, તે ઉતારી બે ગરમ ખાખરા કરી નાંખજો' મારાં પત્નીએ પોગ્રામ સંભળાવ્યો.

મારાં પત્નીની સૂચના યોગ્ય હતી એટલે મારે કશું બોલવા જેવું નહોતું તો પણ એક પતિરૂપે મને બે શબ્દ કહેવા હક્ક હતો. અને કૈંક રૂઆબમાંજ કહી દીધું.

'બ્હેન તો મરણ પામી ભાગ્યવાન થયાં તેમાં આટલાં છાજીઆં લેવા શી જરૂર હતી? ખાટલે પડવાનું કારણજ તમે હાથે કરી ઉભું કર્યું છે.'

મારાં પત્નીનાં કોઈ પણ કાર્યને હું વખોડું એ તેને જરાય

પસંદ ન હતું. તેનાં કોઈ કાયને હું વખાણું—અભિનંદન આપું તો ફુલીને ફાળકો થતાં. મારા ઉપરના શબ્દો પુરા ન થયા તેટલામાં તો કવનાઇનની ગોળીઓ આપી હોય તેવું મારાં પત્નીનું મોઢું થઇ ગયું અને બોલી ઉઠયાં “ઝાઝા ટીકટાક શું કરતા હશો? અમારી બાઈડીઓની વાતમાં તમે શું જાણો!” બસ! એ પ્રહાર છૂટવાં હું નિરૂત્તર થઇ જતો.

મોડી રાત્રીએ અમે મુંગા મ્હોંયે જમી લીધું.

( ૨ )

ઉપલી વાતને પૂરા આઠ દહાડાએ થયા ન હતા. ત્યાં મારો એક પરમ મિત્ર મ્હારે ત્યાં રાતની ટ્રેનમાં આવી ચડયો. મારાં પત્ની તો ક્યારનાં પોઢી ગયાં હતાં. ટપુ લેશન કરતો હતો અને હું પલંગ પર પડયો પડયો સમાજજીવન વાંચતો હતો. તેટલામાં ડેલીનાં બાર ખખડયાં. હું ઉઠયો. સાંકળ ખોલી.

‘Welcome, Dear Ramakanta’ બાર ખોલતાં રમાકાન્તને જોઇ મેં કહ્યું. તેમની હેન્ડબેગ વગેરે ઘરમાં મૂકાવી પરસ્પર કુશળઅંતર પૂછ્યા.

મેં ઘરમાં જઇ મારાં પોઢેલાં પત્નીને જગાડયાં. રમાકાન્ત માટે થોડી પૂરી ને શાક કરી આપવા કહ્યું. ઉત્તરમાં મારાં પત્નીએ જણાવ્યું કે “હજુ બાઇને મરી ગયાં દસ દહાડાયે થયા નથી ત્યાં ચૂલે તાવડો કેમ મૂકાય?” મને પણ મારાં વ્યવહાર ચતુર પત્નીની સલાહ માની લેવી પડી. ચુપચાપ ઘરમાંથી પ્રાયમસ લઇ બહાર આવી બે કપ ચાના મેં મૂકી દીધા.

બંને મિત્રો સાથે ચા પી કેટલીક વિનોદવાર્તા કરી મોડી રાત્રીએ સુઈ રહ્યા.

× × × ×

રમાકાન્ત મારે ત્યાં બે દહાડા રહી ગુજરાત ભણી ચાલ્યા ગયા. મારે ત્યાં કોઇ પણ વસ્તુની ન્યુનતા ન હતી. તેમ મારાં પત્નીનું આતિથ્ય પણ કંઇ ઉતરતી પંક્તિનું તો ન જ કહેવાય; તો પણ રમાકાન્ત સરખા સજ્જન અતિથીની જે શુશ્રુષા થવી જોઇએ તે મારા ગૃહજીવનમાં ન થઇ શકી એટલું તો હું જોઇ શકયો.

રમાકાન્તના ગયા પછી બીજેજ દહાડે મારો સાળો ચંદુ મુંબાઇથી મારે ત્યાં આવ્યો. ચન્દુ એક વ્યાપારી પેઢીમાં કામ કરતો, નામાઠામામાં ઉસ્તાદ હોવાથી સો રૂપીઆ પગાર મેળવતો. એટલે જ્યારે જ્યારે મારે ત્યાં આવતો ત્યારે મારાં પત્ની માટે એકાદ બે કિંમતી સાડી અને ફેશનેબલ પોલકાં લાવતો. મારા ત્રણ સાળાઓ વચ્ચે એકજ બ્હેન હતી એટલે ત્રણ ભાઇઓ બ્હેન ભણી અથાગ વ્હાલ રાખતા.

સ્ત્રી જાતિનો એક સ્વભાવ જ છે કે તે સરસ્વતી કરતાં લક્ષ્મીની પૂજારણો વિશેષ હોય છે. સગો ભાઇ તો શું પરંતુ ગમે તે જાતનો લક્ષ્મીવંત અતિથી આંગણે આવે તો જોઇ લેવાં એ યજમાનશ્રીના આતિથ્ય ! સગો માડીજાયો પણ જો રંક બની ગયો હોય તો બ્હેનને આંગણે કોડીમાં ખપે.

ચંદુના આતિથ્યમાં સાંજે કંસાર થયો, આગ્રહપૂર્વક ઘી સાકર પિરસ્યાં, અમે સહુ વિનોદ કરતા જમ્યાં. મને વિચાર થયો કે પેલો રમાકાન્ત સાદો, સરલ અને પરમ સજ્જન મિત્ર–અતિથી

(૯)

કાજે રાત્રે પુરી તૈયાર ન થઇ અને ચંદુ માટે કંસાર થયો. સ્ત્રી સ્વભાવની કેવી વિચીત્રતા! પ્રભાતમાં ચંદુની ગેરહાજરીમાં ચંદુ કાજે કંસાર થવાનું પૂછી ખુલાસો માગ્યો.

મારાં પત્નીએ ઉત્તર ઘડી જ રાખ્યો હતો. 'રમાકાન્તભાઇ ક્યાં મહેમાન હતા? એ તો આપણા ઘરના કહેવાય. વ્હેવાઇવહેલાં આવે ત્યારે રોટલી શાક અપાય ખરૂં? તમે સગાં સાથમાં ગયા હો તો ખબર હોય ને? આમ દરેક બાબતમાં ઘઇને ઉભા જ છો; અમારી બાયડીઓની વાતમાં તમે શું જાણો?' બસ! આથી વિશેષ ખુલાસાની જરૂર શી હોય?

(૩)

એક દહાડો સાંજે ઓફીસેથી ઘેર આવતો હતો. રસ્તે મારા કુટુંબના એક મુરબ્બી સગા દયાશંકરભાઇનું ઘર આવે છે. અમે સહુ દયાશંકરભાઇને કાકા કહેતા. દયાશંકરકાકા ઓટલા પર બેસી દાંતે તમાકુ ઘસી રહ્યા હતા. આસપાસ છોકરાં રમતાં હતાં અને આંગણાની પાટ પર બેસી મારાં જયકોર કાકી શાક સમારતાં હતાં. મને જોતાં કાકી બોલી ઉઠયાં. 'કેમ ભાઇ આજ અસુરો કેમ?'

'આજ બંગલેથી ટપાલ મોડી આવી. એટલે બધાં કાગળિયાંનો નિકાલ કરતાં મોડું થયું?' મેં કહ્યું.

'ટપુને માટે ઠીક ચોકઠું ગોઠવાયું' કાકાએ કહ્યું.

'એ તો ડોલર વહુને રંગ છે. બાકી ભાઇ તો ખગોળને ભુગોળમાં રમનારા છે.' જયકોરકાકીએ પણ સાથેજ ટહુકો કર્યો.

હું તો આ નવીન વાર્તા સાંભળી આશ્ચર્ય પામ્યો. કાકા અને કાકીના બોલમાં કાંઈ સમજ પડી નહી. ટપુ—બાળક ટપુના વિવાહની ગોઠવણ મારાં પત્નીએ કાંઇ કરી હોય તો રામ જાણે!

હવે વાત એમ હતી કે, આજ બપોરે જયકોર કાકી મારે ત્યાં બેસવા ગયેલાં. સાથે હિંમતલાલની ચંચળને મારે ઘેર લેતાં ગયાં. ચંચળની બાળક પુત્રી વસન્ત બાળપોથી ભણતી હતી. વસન્ત દેખાવડી, હસમુખી, અને આંખ ઠરે તેવી હતી. મારાં પત્નીએ એ છોકરીને ટપુ માટે યોગ્ય ગણેલી. જયકોરકાકી એ ઘાટ ઘડવા માટેજ ચંચળને બોલાવી લાવેલાં. આ જમાનામાં વરકન્યાની પસંદગી લગભગ બૈરાંઓજ કરી લે છે. પુરૂષોનું ધાર્યું તેમાં થતું નથી. વસંત માટે જે વર ચંચળ માન્ય કરે તે હિંમતે કબુલ રાખવો જોઇએ અને મારા ટપુ માટે મારાં પત્ની જે કન્યા શોધે તે મારે એક શબ્દ બોલ્યા વગર સ્વીકારી લેવું જોઇએ. આ હિન્દુ ગૃહસંસારમાં નવા જમાનાનો એક વિચીત્ર અભિનય છે.

હિંમતની વસન્ત સાથે મારા ટપુનો વિવાહ મેળવવા માટે મારાં પત્નીદ્વારા થએલી ગોઠવણ જયકોરકાકીએ વિસ્તારથી જણાવી. ટપુની બાળક અવસ્થા જોતાં વિવાહ મેળવવાની વાત મને રૂચી નહીં. તેમ ટપુ અને વસન્તની ઉમરમાં પાંચ પંદર દહાડાનો ફેર હોય તો કોણ જાણે? પણ મારાં પત્નીને બાળક ટપુને વરાવવાની આટલી ઉતાવળ શી?

હું ઘેર ગયો. મુંગો મુંગો મેડી પર ચડયો. કપડાં ઉતારી ઇઝીચેર પર પડી ટપુનું ભાવી જીવન વિચારતાં દીલગીર થયો અને મારાં પત્નીની અજ્ઞાનતા—મૂર્ખતા પર ચીડાયો. આટલે સુધી ગોઠવણ

કરી લે છે; અને મને સહજ જણાવ્યુંએ નથી એ માટે રોષે ભરાયો. અરેરે! બાળક ટપુ વિવાહ માટે યોગ્ય ખરો! હોશું નહીં તો પોર પણ ચંચળ વસન્તના લગ્ન માટે ઉતાવળ કરશે. વસન્ત એકાદ વર્ષમાં કન્યાકાળમાં આવે તેવી છોડી છે. ત્યારે મારા ટપુને હજુ ધોતલી પહેરતાંયે આવડતી નથી તોતડી ભાષાયે સુધરી નથી; તેવા બાળકના વિવાહ મેળવી આપવામાં માબાપની ગંભીર ભુલ કહેવાય. હું મુંઝાયો. મારાં પત્નીપરની મારી શ્રદ્ધાનો પ્રત્યક્ષ દુરૂપયોગ થયો. પૂત્રના અભ્યાસ–પૂત્રનાં જીવન ઉપર માતા પોતેજ ધુળ નાંખવા તૈયાર થઇ. 'ડોસર! ડોસર! આમ નહોતું કરવું' એમ એકલોજ બોલી ઉઠયો. ત્યાં 'બાપુકાકા! જમવા ચાલો!' એવો મારા ટપુનો અવાજ આવ્યો. ટપુ દાદરનાં પગથીયાં ધુજાવતો દોડતો મારા ખોળામાં ઢળી પડયો. મેં વ્હાલથી ચૂંબન લીધું અને ટપુની આંગળી ઝાલી નીચે ઉતર્યો.

બાપ દીકરો ઢાળેલા પાટલા પર જમવા બેઠા. મારાં પત્નીનો ઉમંગ ઉલ્લાસ આજ માતો નથી. ટપુના મ્હોડાં સામું જોઇ હરખાતાં હતાં. મારા ટપુ માટે મઝાની વહુ આવશે, એ વિચારે આજ આનંદ આનંદ હતો.

કેસરી બિંરંજ અને પુરી પિરસાયાં. રસોડાંનું કામ મારાં પત્નીનું જેવું તેવું ન હતું. હેતથી ઊંચામાં ઊંચી રસોઇ કરી એક વ્હાલસોઇ માતાની પેઠે મને જમાડતાં મારાં પત્નીએ વાતની શરુઆત કરતાં મને કહ્યું:

'હેમંતની ચંચળલક્ષ્મીને તમે ઓળખ્યાંને? મારા ટપુને પોતાની દીકરી આપવા કેટલા વખતથી વિનવી રહ્યાં છે. અને

છોકરી વસન્ત ભણેલી ગણેલી હોંશિયાર અને કેવી ફુટડી છે. આજ બપ્પોરે જેકોર કાકી સાથે આવી ચંચળ વાત નક્કી કરી ગયાં છે. અને આવતા સોમવારે ચાંલ્લા કરવા એમ અમે ધાર્યું છે.'

મને તો આ વાતમાં જરાયે રસ નહતો. હું તો મુંગો મુંગો જમતો હતો.

'વળી હિંમત ટપુને વરાવતાં આપણી પાસેથી દોકડો લેવાના થી. ટપુ જેવો વર મળતાં એ માબાપ તો ઘેલાં ઘેલાં થઇ ગયાં છે! મારો ટપુ તો આમ પારણેજ પરખાવો જોઇએ!, મારાં પત્નીએ કહ્યું.

'પારણેજ પરખાવો જોઇએ' એ શબ્દો મને અસહ્ય થયા. સંતાનનું સત્યાનાશ કહાડનાર આવી રૂઢીવશ અજ્ઞાન માતાઓ દેશમાં કેટલી હશે ? હું ચીડાયો.

'ડોલર! ડોલર! તમે બહુ ભૂલ કરી છે. ટપુને વરાવવાની આટલી ઉત્તાવળ શી ? ટપુને કાંઈ ભણવા ગણવા દેવો છે કે નહીં ? હું એવો તાલેવન્ત નથી કે બાપના પૈસા પર છોકરો તાગડધિન્ના કરી શકે. મને પૂછવું તો જોઇએ.?'

'એમાં તમને શું પૂછવું ? ટપુ મોટો થતો જાય છે એ તમે નથી જાણતા ? અને વિવાહ મેળવ્યો એટલે કયાં ઘરમાં વહુ આવી ચડી ? તમારે ભણાવીને બારિસ્ટર બનાવોને ? એમાં મને ક્યાં વાંધો છે? વળી આવી વાતમાં તમે ભાયડાઓ શું જાણો ? તમારા કોઇ કામમાં અમે વચ્ચે આવીએ છીએ ? કહો તો ખરા ?'

મને જમતાં જમતાં કંટાળો આવ્યો. થાળી પડતી રાખી ઉઠી જવા ઇચ્છયું. આવાં ઢોર સાથે વાત શી કરવી ? એમ મનમાં થઇ આવ્યું. હું તુર્તજ દાળ ભાત લઇ હાથ મ્હોં ધોઇ ઉઠી નીકળ્યો.

છેવટમાં પૂર્ણાહુતિ કરતાં કરતાં પત્ની બોલીઃઉઠયાં, "જેમ થતું હશે તેમ થયા કરશે. અમારી બાઇડીઓની વાતમાં તમે શું જાણો ?" થઇ ચૂક્યું. હવે હું નિરૂત્તર હતો. સત્વર મેડી પર ચાલ્યો આવ્યો.

* * * *

સોમવારે પ્રભાતમાંજ મારાં પત્નીને સોનાનો સુરજ ઉગ્યો. રંગબેરંગી વસ્ત્ર અલંકારમાં સજ્જ થઇ સુંદરીસંઘ મારે ત્યાં આવી ચડયાં. ગીતો ગવાયાં. ગોળ ધાણા વ્હેંચાયા અને મારા ટપુના કપાળમાં ચાંલ્લો ચોડાયો.

* * * *

(૪)

એક દહાડો હું ઓફીસેથી ઘેર આવ્યો. મારાં પત્નીને ઉબકા થતા હતા. મેં પાણીનું પ્યાલું ભરી પાયું. પાન બનાવી આપ્યું. એલચી લવીંગ આપ્યાં.

એક વખત જે વિષમ પ્રસંગ આવી ગયો તેજ પ્રસંગ ફરી ઉભો થયો જાણી ગભરાયો. કોઇ મોટા સાહેબ કે ગવર્નર સાહેબ અમારા ગામમાં આવે છે ત્યારે જેટલા દહાડા સાહેબનો મુકામ રહે ત્યારે રાજા અને પ્રજા તમામને જે હાલાકી ભોગવવી પડે છે તે કહી જાય તેવી નથી; પરંતુ, તે વખતે પણ મારા પોતા માટે તો મારો એવો અનુભવ છે કે આ પ્રસંગે મને અધિક વિષમતા ભોગવવી પડે છે. નહિ સુવાનું, બેસવાનું, કે નહિ સુખપૂર્વક અનાજ લેવાનું. વળી સાહેબનો મુકામ તો બે પાંચ દહાડાજ રહે છે. ત્યારે મારાં પત્ની આ પ્રસંગે મને પૂરા અઢી મહિના પજવે છે.

વાત એમ હતી કે મારાં પત્નીને હાલમાં અભાવા હતા. હાલમાં શ્રીમતી ગર્ભવતી થયાં છે. 'આ વસ્તુ રૂચતી નથી. આ વસ્તુ ગળેજ ઉતરતી નથી.' આમ ઉત્તરો મળવા માંડયા છે. અમારા ગૃહજીવનના બધા પ્રસંગો કરતાં આ પ્રસંગ મારા માટે અધિક વિષમ છે. મારાં પત્ની સામે સત્યાગ્રહ ઉઠાવવો એ વિચાર થઈ આવે છે પરંતુ એમાં એનોયે શો દોષ? મારાં પત્ની ગર્ભવતી થાય એ મારે સહવું રહ્યું.

નિયમિત પ્રભાતમાં બજારમાંથી લાવવાની વસ્તુઓનું લાંબુ લીસ્ટ તૈયાર કરી બજારમાં જતો. તો પણ ઓફીસ ટાઇમ થતાં સુધીમાં બજારનો બીજો એકાદ ફેરો ઉભોજ હોય. સુંઠ જોઇએ, અજમો જોઇએ, સુવા જોઇએ, ગોળ સાકર ઘી, જોઇએ, આમ જોઇએ, જોઇએ ને જોઇએ. ઘરમાં પગ મૂકું ત્યાં એજ સાંભળવાનું રહ્યું.

મારા લગ્નમાં જેટલો ખર્ચ થયેલો તેટલોજ લગભગ મારાં પત્નીની સુવાવડમાં થઇ જતો.

જરૂડાર [illegible] પત્નીનાં સલાહકાર એટલે એક સુવાવડમાંજ મારૂં ઘર ખાલી થઇ જતું. પાંચ પંદર દહાડામાં પ્રસુતિ પ્રસંગ પણ આવી પહોંચશે. એટલે એ માટે પણ તૈયારી કરવા માંડયો. ઘરના ચાલતા ખર્ચમાં મારો પગાર તો ચટણી થઈ જતો. એટલે આવા પ્રસંગ મારા માટે વિષમ તો ખરાજ! તેમ પત્નીનો દોષ ગણવો પણ મિથ્યા હતો. આવો પ્રસંગ મેં જાતેજ ઉભો કર્યો એજ સ્પષ્ટ છે તો જાતેજ ભોગવી લેવો. શું થાય? લગભગ પચ્ચાસ રૂપીઆનું દેવું તો પ્રસુતી પહેલાંજ થઈ ગયું.

મેં સાંભળ્યું છે કે ગામડાંનાં ખેડુતોની સ્ત્રી ખેતરમાં કામ કરતાંજ બાળકને જન્મ આપે છે. અને પીઠ પાછળ તરતનાં જન્મેલાં

બાળકને પછેડીમાં લપેટી ઘેર ચાલી આવે છે. નથી એ સ્ત્રીઓને અભાવા થતા કે નથી એમને કોઇ વસ્તુના અણગમા ! !

ઘેર જઇ ગરમાગરમ બાજરાનો રોટલો અને લસણની ચટણી જમી પ્રસૂતિનો વિધી ઉકેલાય છે. બે દહાડા નહીં જેવો આરામ લઇ તુરત કામે ચડી જાય છે. અને અમારાં બૈરાંઓને નહીં કોઇ કામમાં પતિની જોડે ભાગ લેવો, પતિની કમાઇમાં સહાય આપવી કે નહીં ટુંક કમાઇનો બચાવ કરવો ! ખાવા પીવા અને પહેરવા ઓઢવાથી વિશેષ જ્ઞાન અમારાં હિન્દુ બૈરાંને ક્યાં છે ? ઘી સાકર અને ગોળ ઉડાવવાં અને કોઇ જાતનું અંગ મહેનતનું કામ ન કરવું ત્યાં શારિરીક સ્વાસ્થ્ય શાતું હોય ? શહેરી બૈરી બે હેલ પાણીની કુવા વાવથી લાવી શકે નહીં, શેર બાજરી દળી શકે નહીં, પાંચ માણસની રસોઇ તૈયાર કરી આપે નહીં: આથીજ સામાન્ય ગૃહસ્થીનાં ગૃહમાં દારિદ્ર પેસી ગયું છે. આ શેઠાણીવેડાએ જ સ્ત્રીઓનાં સૌન્દર્ય અને સ્વાસ્થ્યનું સત્યા-નાશ કહાડયું છે. ચિત્રવિચીત્ર વસ્ત્ર અલંકારથી શણગારી કાચની હસતી રમતી પૂતળી જેવી ગૃહિણીને ભોગના સાધનરૂપ મોહક બનાવી દીધી છે. ભોગની અતૃપ્તિ એ નાગરિક સ્ત્રી જીવનનું એક લક્ષણ થઇ ગયું છે. આથી કૂલિન અને પ્રતિષ્ઠિત કુટુંબોમાં પણ વ્યભિચાર પેસી ગયો છે. આપણી સ્ત્રીઓ જ્યાં સુધી ગૃહકાર્યમાં રસ લેતા ન થાય ત્યાં સુધી આ દોષ દૂર થવાનો નથી. સ્ત્રીઓનાં બહારનાં જીવન કરતાં ગૃહજીવન અધિક પ્રતિષ્ઠીત અને પ્રવૃત્તિમય હોવું જોઇએ. નાગરિક બૈરાંઓમાં ' હિસ્ટીરીયા ' વધતા જાય છે. તેનું મુખ્ય કારણ ગૃહકાર્ય પ્રતિની અરૂચિ છે.

આ બધું મારાં પત્નીને કોણ સમજાવે ? આટલું સમજવા જેટલી શિક્ષીત હોય તો જોઇએ શું ?

આખરે પ્રસૂતિ સમય પણ આવી ચડયો. મારાં પત્નીએ એક કન્યાને જન્મ આપ્યો. આપણાં પ્રસૂતિગૃહો આટલા પૈસાનાં ખર્ચને અંતે ગંદાં અને મલીન હોય છે. જેને ઘરને આંગણે કોઈ બેસવા ન દે એવી તરકડી–સુયાણીજ પોતાનું મનનું ધાર્યું કરી શકે છે. અનેક કુળમાં બચ્ચાંનાં જીવન આ રાંડોના કરમાં મૂકાય છે. આ જોતાં મુંબાઈનાં સુવાવડખાનાંની વ્યવસ્થા અધિક પ્રશંસનીય છે. યુરોપિઅન લોકો જેને 'ડિલીવરી' કહે છે તે પણ આપણા હિન્દુઓથી ઘણે અંશે સંસ્કૃતિ પામેલી છે. અલબત ! દેશનાં હવા પાણી અને વાતાવરણને લઇ અમુક ફેરફાર તો નિઃશંક થવો જોઇએ. તો પણ આ બાબતમાં પશ્ચિમની રૂઢી ગ્રાહ્ય અને અનુકરણીય છે.

જાણે મારે ઘેર એક મોટો યજ્ઞ થવાનો હોય તેમ ઘી પાણીની પેઠે મારાં પત્નીના ઉદરમાં હોમાવા માંડયું. પ્રભાતમાં ખાવાનાં કાટલાં અને પાક ને જુદાં મસાલાદાર વસાણાં તે કેટલાં ગણાવું ? મારો તો એક પગ બહાર ને એક પગ ઘરમાં ! આમનેઆમ ઉભેપગે ઝટ પ્રસુતિ પ્રસંગ પૂરો થવાની રાહ જોવા લાગ્યો. નામુંઠામું કે ખર્ચનો હિસાબ રાખવાનું તો બની શકે તેમ નહોતું. આ પ્રસંગ પૂરો થાય તો જાણે ગંગા ન્હાયો એમ કંટાળેલો પ્રારબ્ધના ભોગ ભોગવી રહ્યો છું. મારી દીનદશાનો પરિચય ગૃહમાં આવતાં જતાં લોકોને આપવો એ પણ પ્રતિષ્ઠાની હાનિ થવા જેવું હતું. સમજે તો મારાં પત્નીથીજ મારો સંસાર આખો સુધરવાનો હતો. પણ એ કલ્પના તો મિથ્યાજ છે. તોય એક દહાડો ઘરમાંથી કહેવરાવ્યું કે 'સુયાણીને પાંચ રૂપિઆ આપો !' બે પાંચ કરતાં વીસપચીસનો મેળ સુયાણીના ઘરમાં પહોંચી ગયો હશે. તો પણ મારાં પત્ની આવો મિથ્યા ખર્ચ કરાવતાં કેમ

જરાએ વિચારતાં નથી ? કૈંક દીલગીર થયો. ટપુદ્વારા કહેવરાવ્યું કે ' પાંચ રૂપીઆ શાના આપવાના છે ? ' સુયાણીને સાડલો આપવો જોઇએ ' ઉત્તર મળ્યો.

મારાં ધોતીયાં ફાટી જાય ત્યાં હું થીગડાં આપી આપી ચલાવું છું અને સુયાણીને સાડલો આપવાની વાત મને કેમ રૂચે ? મેં ફરી કહેવરાવ્યું ' બે પાંચ દહાડા પછી આપીએ તો નહિ ચાલે ? તુર્તજ ઉત્તર મળ્યો " બાઇને તો છઠ્ઠીએ દહાડે સાડલો આપવોજ જોઇએ. તમે એવી બાયડીઓની વાતમાં શું જાણો ? ફઇને નામ પાડયા નો સાલ્લો હજુ બાકી રહ્યો છે, એ પણ સાથે જ લેતા આવશો ! ' મારાં પત્ની સાથે વાદમાં ઉતરતાં લુણી પ્રોને તાણી જાય તેવી વાત હતી. એટલે આપણે તો પેટે પાટા બાંધીને પણ ઘરસંસારમાં પત્નીની ઇચ્છાને આધીન થએ જ છુટકો !

* * * *

(૫)

ગ્રીષ્મમાં અથાણાં આથવાની તથા મુરબ્બા બનાવી રાખવાની ઋતુ ચાલતી હતી.ઘેર મ્હેમાન આવે, કાંઇ સારો દહાડો હોય કે ઘેર જમણ હોય ત્યારે અથાણું પિરસ્યું હોય તો રૂડું દેખાય, જમનારા રાજી થાય અને યજમાન ગૃહસ્થીનો અતિથીસત્કાર વખણાય, એ દ્રષ્ટિએ જોતાં અથાણાં તૈયાર કરવાં એ મને પણ આવસ્યક લાગતું. પરંતુ, મારી આ ભાવના મારાં પત્ની ઉકેલી શકતાં નહિ. એમને તો ' માસીએ આટલી બરણીઓ ભરાવી છે અને મામાને ત્યાં આટલી જાતના અથાણાં છે, ચંચળાએ આમળાનો મુરબ્બો બનાવ્યો છે, અને વિઠ્ઠલાએ કેરીનો મુરબ્બો બનાવ્યો છે, એ વાત હતી. મારાં

પત્નીમાં બીજાનું આવી સ્થુલ બાબતોમાં અનુકરણ કરી પોતાનું સહુથી ચડીયાતું કરી બતાવવાની ટેવ હતી. આ ટેવ વડેજ મારા સરખા સામાન્ય ગૃહસ્થીના ઘરમાં શેઠાણીવેડા પેસી ગયા હતા.

મને કોઇ પણ કામ ન હોય તો પણ અથાણાં આથવાની સામગ્રી માટે મારે નિરૂપાયે બજારમાં જવું પડતું. આજે કેરી લાવવાની હોય તો કાલે લીંબુ, લીંબુ આવી ગયાં હોય તો મુરબ્બા માટે સાકર, કેસર, તજ, લવીંગ વગેરે મસાલો લાવવાનો હોય. કેટલું કેટલા પ્રમાણમાં લાવવું એ કશાનું માપ કે હિસાબ નહતો.

હું પુસ્તકોમાં બહુવાર વાંચતો કે ગૃહસ્થાશ્રમ એ સ્વર્ગનું સોપાન છે. ચિત્તશાન્તિનું દ્વાર છે અને ભવરણ તરી જવાનું અમોલું નાવ છે. પરંતુ અનુભવે જણાયું કે મહાપ્રપંચ ઉપાધિરૂપજ હિન્દુઓનું ગૃહજીવન છે. મારા સરખા પરણીને પશ્ચાતાપ કરતા મેં અનેક યુવાનો જોયા છે, મારા સમાનવયના મિત્રોમાં ક્યારેક કહી લેતો કે ભાઇ " લકડેકા લડુ હે, ખાયગા સો પછતાયગા ઓર નહી ખાય ઓહી પછતાયગા "

આ અથાણુંયે હદ વાળી. કેટલાં મેથીયાં. કેટલી ગોળ કેરી. કેટલી મીલવણી મસાલેદાર કેરીની બરણીઓ ભરાઇ એ જોતાં સખેદ આશ્ચર્ય પામ્યો. મુરબ્બાઓની પણ નાની સરખી બે બરણી ભરી કબાટમાં મુકી છાંડી. ગુંદાં, કેરી, આદુ, ગરમર, વાંસ, લીંબુ, રયતી, સકરટેટી, કેટલાં નામ ગણાવું ? કેટલો ગોળ, કેટલું તેલ, કેટલો મસાલો વપરાયો એ પણ કોઇ સાંભળે તો આશ્ચર્ય પામી હસી પડે. મારાં પત્ની આખો દહાડો આ કાર્યમાંથી નવરાં થતાં નહીં. તેના પિયરમાં થી ક્યારેક તેની નાની બ્હેનને અથાણું અથાવવામાં મદદ માટે બોલાવતાં.

એક દહાડો હું ઓફીસેથી ઘેર આવ્યો આખા દહાડાનો જમ્યો નહોતો, આજ મારે સોમવારનું એક ટાણું હતું. સોમવારને દહાડે હું ઓફીસથી ઘેર આવું ત્યાં જમવાનું તૈયાર રાખવાનો નિયમ હતો. આજે ચૂલાપરથી દાળ પણ ઉતરી ન હતી હું ભૂખ્યો હતો. જમવાનું કંઇ ઠેકાણું નથી એ જોઇ દિલગીર થયો. મારાં પત્નીનાં અથાણાંમાં આગ પડો! અથાણાંની હાયવોયમાં મારા માટે જમવાનું ન થયું. મારા તરફથી કશી બ્હીક મારાં પત્નીને હતી જ નહીં અને પતિ કે પત્નીના ધર્મમાં પરસ્પર બ્હીક, અંકુશ કે ફરજ ન હોય એ ગૃહજીવન ઉન્નત માની શકાય. હું પણ એ ઉન્નત ગૃહજીવનનો અભિલાષી હતો. પરંતુ, મારાં અજ્ઞાન અને અશિક્ષિત પત્ની મારી એ ભાવના ન પારખી શકે ત્યાં મારા મનોરથ મનના મનમાંજ રહેતા. વારંવાર મારે શું કહેવું? 'વારૂ પણ હજુ જમવાનું તૈયાર કેમ નથી?' હું કપડાં કહાડતાં જ રૂઆબથી ગર્જી ઉઠયો.

'દાળ ચડી રહેવા આવી છે. આ ઘડીયે ભાત મૂકી પાંચ ફુલકાં બનાવી આપીશ કામના દહાડામાં એકાદ દહાડો આમ થઈ જાય. રસોઇ વ્હેલી મોડી થાય તેમાં તપી જવું શા કામનું?' મારાં પત્નીએ ઠંડે પેટે જવાબ આપ્યો.

'હું સવારનો જમ્યો નથી એ નહોતાં જાણતાં?' મેં કહ્યું.

'જાણતાં હતાં પણ અહીં કંઇ નવરાં થોડાંજ બેઠાં હતાં? કે 'સ્હોડ તાણી સુઈ ગયાં નહોતાં' મારાં પત્નીએ કૈંક કર્કશ અવાજે કહ્યું.

હું વિશેષ વાદમાં નહીં ઉતરતાં મેડી પર ચાલ્યો ગયો. દાદરો ચડતાં જુદા જુદાં વાસણોમાં મસાલો ભરેલાં અથાણાં, એક બાજુ છાબમાં નાંખેલાં ગુંદાંના ઠળીઆ, કેરીની ગોટલીઓ અને ચોમેર

માખીઓનું ટોળું જામી ગયેલું દેખ્યું. મારૂં સુંદર અને સ્વચ્છ રહેતું ગૃહ આજ મ્યુનિસિપાલીટીના નંબર જેવું બની ગયું હતું. મારાં પત્નીનાં વસ્ત્ર ઉપર, મ્હોં ઉપર હલદર ઉડી પીળાં પીળાં થઇ ગયાં હતાં. બન્ને હાથ તેલ અને મસાલાથી ગંદા અને ચીકણા થઇ ગયા હતા. આ પ્રકારનો અથાણાનો સમારંભ જોઇ કૈંક દિલગીર થયો. મને મારાં પત્નીની આ મૂર્ખતા પર સહજ હસવું આવ્યું. હું ઉપર આવી આર્મચેયરમાં પડયો અને અવાજ મારી ટપુને બોલાવ્યો.

'ટપુ તારી બાને કહે એક કપ ચા બનાવી આપે' અથાણાના પાથરામાં ખુચી ગયેલાં મારાં પત્નીને ઉઠવું સહજ ભારે પડયું. એક બાજુ રસોઇ કરવી અને એક બાજુ સ્ટવ પર ચા કરવો એ મારાં પત્નીની ઇચ્છા વિરૂદ્ધ થયું. હું ભૂખ્યો હતો અને મારાં પત્ની મહાભારત કામમાં ગૂંથાયાં હતાં એટલે કોઇ કોઇને બોલાવ્યું થાય તેમ નહોતું.

હું રોષમાં છું, એ મારાં ભોળાં પત્ની ભૂલી ગયાં. મારો ઓર્ડર સાંભળી હાથ મ્હોં લૂછયા વગર ઉપર આવ્યાં. મારાં પત્નીની આજની મૂર્તિ મને વિચીત્ર લાગી. સિનેમેટોગ્રાફની ફિલમમાં ઉતારી લેવા જેવી આકૃતિ દેખાઇ. જાણે સમાન વયની સખિઓમાં હોળી ખેલીને આવેલાં હોય એમ અનેક કલ્પના મારાં પત્નીને જોતાં થઈ આવી. મારો રોષ ઉડી ગયો. હું હસી પડયો. એની અજ્ઞાનતા પર દયા આવી.

'હું સ્ટવ ઉપર મોકલું, તમે અહીંજ ચા બનાવી લો' મારાં પત્નીએ મધુર અવાજે કહ્યું.

'બહુ સારૂં; પણ હવે જમવાનું જલ્દી કરો!'

' બસ ! એજ કહ્યું ને ! તમે ચા પાણી પીશો ત્યાં જમવાનું તૈયાર !

આહા ! કેવી નિર્દોષ અને ભોળી પ્રકૃતિ ? ઘડીભર મારી ભૂખને વિસરી ગયો. મારાં પત્નીના બોલ મને મીઠા લાગ્યા. હું શું ? ગૃહિણીથીજ ઘર છે. ગમે તેવાં તોય મારાં પત્ની મને સોનાનાં છે. મારી ડોલર મારૂં જીવન અને પ્રાણ છે. બાપડી આટલું આટલું ઘરકામ ઘસડવા છતાંયે મારા માટે ઉભેપગે તૈયાર ! આજ કાલની ભણેલી ગણેલી સ્ત્રીઓ આટલી પતિસેવા ઉઠાવે એ અશક્યવત્ છે. પેલી ગોવાલણી રાધા કયાં ભણેલી હતી ? છતાંયે કૃષ્ણસમા યોગિશ્વરનો પ્રાણ હતી. ગૃહજીવનનાં મૂલ પ્રેમથી અંકાય છે વિદ્યા કળાથી નહીં.

મારાં પત્ની મારા સામે ખુરશી પર બેસતાં નહીં, ફેશનથી ચાંપી ચાંપીને વાત કરતાં આવડતી નહીં કે અમદાવાદી ઢબથી પગ માંડતા નહીં. એવી સુધરેલી સ્ત્રીઓનાં ગૃહજીવનથી મારૂં ગૃહજીવન હજાર દરજજે સુખરૂપ હતું. એમનાં અજ્ઞાનપણાને લઇ થતી ભૂલો પ્રતિ મારા સરખા શિક્ષિત પતિએ ક્ષમા બુદ્ધિ રાખવી જોઇએ.

મેં જાતે ચા બનાવી પીધી. ટપુને પાઇ. અને ટપુ સાથે થોડી ચા મારાં પત્ની માટે નીચે મોકલી આપી. એ બાપડીને ચા પીવાનો શોખ નહતો. પોતે જાતે તૈયાર કરે તોપણ એ ન પીતાં હું ફરી પી લઉં અને એમને ન મોકલાવું તોય એમને મન કદીએ ખોટું ન લાગતું. એતો સદાકાળ પ્રફુલ્લ અને પ્રસન્ન રહેતાં. ભણેલી સ્ત્રીઓ ચા પીને ગૃહકાર્યમાં જોડાય છે તેવું મારાં પત્ની માટે નહતું.

અર્ધો કલાક ન થયો તેટલામાં મને જમવા બોલાવ્યો. હું

પાટલા પર બેઠો. મારો રોષ તો ક્યારનો ચાલ્યો ગયો હતો. એક પછી એક ગરમાગરમ ઉતરતાં ફૂલકાં મન વ્હાલપૂર્વક પિરસતાં ગયાં અને હું જમતો ગયો. **भोज्येषुमाता** એ સૂત્ર મારાં પત્નીની રસોઇ જમતાં હૈયે ચડતું તો પણ અથાણાંનાં વિષયમાં મારાં પત્નીને એ શબ્દ કહેવાને હું વિસરી ગયો ન હતો.

"અથાણું ! જોઇ હું તો આશ્ચર્ય પામ્યો આટલી બધી બરણીઓ ભરી કરશો શું?" મેં કહ્યું.

"અથાણું બાર મહીનાની શોભા છે. ઘર બાંધીને બેઠાં એટલે સહુની રીતેરીત કરવી જોઇએ. ટપુની સગાઇ કરી છે એટલે મહેમાન સાસરિયાં કોઇને કોઈ આંગણે આવ્યા કરે, તે વખતે અથાણા વગરની થાળી કેમ અપાય?" મારાં પત્નીએ પોતાની જાડી બુદ્ધિ પ્રમાણે ખુલાસો કર્યો.

"તમારી એ વાત હું સ્વીકારૂં છું. ઘરમાં ખાનારાં તો હું ને તમે બેજ છીએ, ટપુ હજુ બાળક છે અને મહેમાન તો એકાદ દહાડો હોયને? એટલે મને લાગે છે કે આટલું બધું અથાણું કરવામાં તમે જરા ઉંડો વિચાર કર્યો નથી! આવું અવિચારી પગલું તમને આ પ્રૌઢવયે ન છાજે"! મેં કડકાઇથી કહ્યું.

મારો આ છેવટનો બોલ મારાં પત્નીનાં કાળજામાં પેસી ગયો. એમને હસતાંયે વાર ન થતી, તેમ રોષ ધરતાંયે વાર ન થતી. "આવી આવી બાબતોમાં તમે ડહોડચતુર થઇ શીખવવા આવો એ ન પાલવે. બાર માસની સામગ્રી, કોઇ આવ્યું ગયું, કોઇને આપવું કરવું એ બધી બાઈડીઓની વાતમાં તમે શું જાણો?" મારાં પત્નીએ નગદધર્મ સંભળાવી દીધો. મારે ઉતર આપવા જેવું કશું રહ્યું નહીં. હું મ્હોં ધોઇ ઉઠી નીકળ્યો.

* * * *

ઉપરની વાતને દ્દહાડ બે માસ નહીં થયા હોય તેટલામાં વર્ષાઋતુ આવી. ક્યારેક ક્યારેક ઝાપટાં પડવા માંડયાં. મારાં પત્ની ને નાનાં બાળક સંભાળવાં, ગૃહકાર્ય કરવું, મારી સેવા ઉઠાવવી, સગાં સંબંધીમાં મળવું, કરવું આદિ કામ થોડાં નહતાં. રાત દહાડો બિચારાં નવરાં થતાં નહીં. ક્યારેક મને દયા આવતી. કામ પડતું રાખી વ્હેલું વ્હેલું સુઇ જવાનું કહેતો પણ મારાં પ્રવૃતિપરાયણ પત્નીને એ વાત રૂચતી નહીં. આટલા બ્હોળા કાયમાં અથાણા ને તપાસવું ફેરવવું નિયમપૂર્વક ન થયું. વરસાદનાં છાંટા થતાંજ અથાણું બગડી ઊઠયું. કપડાંથી પેક કરેલાં ઢાંકણાં ખોલી તપાસતાં અંદરથી ગંધ ઉઠી નીકળી હતી. ચોમેર ધોળી ફુગી થઇ ગઇ હતી. અને કુતરાં પણ ન ખાય તેવી મોંઘાં અથાણાની દશા જોઇ મને બહુ લાગી આવ્યું. પેટમાં ન ખાવું અને ફેંકી દેવું એ કેટલું ખોટું ! ! મેં ખર્ચેલા પૈસા પર પાણી ફરી ગયું. અને મારાં પત્નીએ લીધેલો શ્રમ ધુળ મળ્યો. અરેરે મૂર્ખની સાથે પ્રભુએ ક્યાં પનારૂં પાડયું. એમ ઘડીભર થઇ આવ્યું. આખરે ભરી બરણીઓ ગટરમાં ખાલી કરવી પડી. જે કાંઇ રહ્યું તે બરાબર સંભાળવા ધમકી આપી. મારાં પત્નીતું અંતર પણ બહુ દુખાયું.

"તમનેજ લાગતું હશે અને અમારાં મનને કાંઇ નહીં હોય ખરૂંને ?" એમ બોલી ઉઠયાં. 'હોય ! રાંધ્યાં ધાન બગડેય ખરાં ! શું કરીએ, કેટલે ઘોડે ચડીએ ?'

"જે ઘેર રસોઇ બગડી તેનો દહાડો બગડયો. જેનું અથાણું બગડયું તેનું વરસ બગડયું એને જેની બાયડી બગડી એનો ભવ બગડયો" વાંચનાર! વધારે શું કહું ? મારોયે ભવ બગડી ચૂક્યો. હરિ ! હરિ !

( ૬ )

શ્રાવણ માસ ચાલતો હતો. દેવદર્શન, વ્રત, કથા કીર્તન આદિથી બાર માસમાં શ્રાવણ માસ ' ' મંગલ મહિનો ' ગણાય છે. કેટલાંએક ભાવિકો આખો માસ પ્રદોષ કરે છે. શીતલ જલનાં તીર્થસ્નાન કરે છે. પુરોહિતોને વસ્ત્ર દક્ષિણાથી સંતોષે છે. બ્રહ્મભોજન થાય છે. દેવ મન્દીરોમાં ઠાકુરજીને પારણે ઝુલાવે છે. ગૃહમાં મનગમતાં ભોજન જમાય છે. આ માસમાં પુરૂષો કરતાં સ્ત્રીઓમાં અજબ ઉત્સાહ, અનેરી ધર્મવૃત્તિ અને અમોલાં તેજ ઝળકી રહે છે. દેવ મન્દિરે દોડવું, કથાકીર્તન શ્રવણ કરવું અને વ્રત કરવાં; આ પ્રવૃત્તિમાં હિન્દુ સ્ત્રીવર્ગ આખો માસ ગૂંથાએલો રહે છે.

મારાં પત્ની ડોલર એકાદશી, શિવરાત્રી, સોમવાર, એકેય વ્રત ચૂકતાં નહીં. કથા શ્રવણમાં પણ સહુ પહેલી હાજરી આપતાં. અપવાસ કરી ફલાહાર પણ સહુથી વિશેશ આરોગતાં. વ્હેલાં વ્હેલાં ઉઠી પ્રભાતના પહેલા પહોરે તીર્થ સ્નાન કરી બૈરાંની મંડળીમાં ' વ્રત રહીએ એકાદશી જલ જમુનામાં નહાઇએ. ' એ ગીત ગાતાં. હું પથારીમાંથી ઉઠયો નહોઉં ત્યાર પહેલાં ઘેર આવી પહોંચતાં. મધ્યાન્હે કથા શ્રવણ કરતાં અને સંધ્યાએ મનગમતાં વસ્ત્ર અલંકાર સજી ઠાકુર મન્દીર અને હવેલીએ દોડતાં. રાત્રે એ ભોજન કે ફલાહાર વગેરેથી પરવારી ગણેશ ફળીઆના ચોકમાં રાસડા ગાવા નીકળતાં.

ગણેશફળીયું ને હોળી ચકલો અમારા ગામમાં રાસ રમવાની ગોપીઓની વ્રજભૂમિ મનાતી. એકાદશી કે પૂર્ણિમાને દહાડે મોડી રાત્રી સુધી રાસ રમાતા. પોળનો વિશાળ ચોક ને નેવાં ઉપરના આભમાં શબ્દ ફેંદતી ગરબો ઉપાડનારીઓ ' ઉઘાડો આકાશનો માં-

ડવો ' ગજાવતી. આ રાસ ઝીલનારી અને ગરબો ઉપાડનારીઓમાં મારાં પત્ની પહેલે નંબરે આવતાં. પ્રથમજ મેં કહ્યું છે કે મારાં પત્ની સરલ, સ્નેહાલ અને રસિક છે. આ રસવૃત્તિ આવા મંગલ પ્રસંગોએ અપૂર્વ ઉત્તેજીત થતી, સ્ત્રી મંડળીમાં ખીલી નીકળતી. અને આ પ્રકારનાં આન્દોલનોમાં ઘેલી ઘેલી થઇ જતી. ' સંસારમાંથી સુંદરીઓનાં ગીત ઘટયાં છે તેની પુનઃ સ્થાપના થવી જોઇએ ' એમ દેશના વિચારકોની માન્યતાને હું સંમત હોવાથી મારાં પત્નીની આ પ્રવૃતિને રોકવા ઇચ્છતો નહિ. આ રસવૃત્તિથી સંસારની રસિકતા વધે છે, ફાલે છે, અને જગતમાં સ્વર્ગ ઉતરાવે છે.

મારાં પત્નીએ ગઇ કાલથી ગૌત્રાટનું વૃત કર્યું છે. પ્રભાતમાં તીર્થસ્નાન કરી આવી સમાન વયની સખીઓ સાથે શણગારી ગાયનું પૂજન કરવા નીસરતાં. ભક્તિભાવથી ગૌપૂજન કરતાં. દૂધની પ્રદક્ષિણા આપતાં. ચંદન, પુષ્પ, અબીલ, ગુલાલ ચડાવી દીપકથી ગૌમાતાની આરતી ઉતારતાં; પછી સૂર્યપૂજા કરી બ્રાહ્મણને દક્ષિણા આપી ઘેર આવતાં. હું યે મારાં પત્નીની સાથે કોઇ કોઇ દહાડો નિરૂપાયે પ્રદોષ કરતો. કારણકે ઓફીસ ટાઇમ થતાં સુધી તેઓ પૂજાસેવા અને વૃત નિયમથી નવરાં પડતાં નહિ.

હાલમાં ગૌત્રાટનું વૃત કરતાં હોવાથી મારાં પત્ની ફલાહાર કેળાં, મગફળી, દૂધ, પેંડા વગેરે જ્યારે માગે ત્યારે હાજર કરવાં પડતાં. રાત્રીએ જાગરણ કરતાં હરખભર્યાં રાસડા ગાતાં.

આજે મારાં પત્નીનાં વૃતનો પૂર્ણાહુતિનો દહાડો હતો. આજે ગૌત્રાટનું વૃત ઉજવવાનું હતું. આજ પ્રભાતથી એમના પગમાં કોઇ અજબ જોમ હતું. આજ ઉપડયાં ઉપડે તેમ નહોતાં. કયારનાં સ્નાન

ફરી આવી પોતાના રૂમમાં શણગાર સમજવામાં ગૂથાયાં હતાં. પિયે-રમાંથી તેની બ્હેન પણ આજ આવી હતી. મારી નાની છ મહી-નાની છોકરીને તેની બેન સવિતા શણગારતી હતી. બાળક ઉગતી છોકરીનાં કુળાંકુળાં હાથપગમાં ચાંદીનાં વળીઆં પહેરાવ્યાં. ઝાલર ભ-રેલું અને ઝરીનાં ફુમતાં વાળું ઝબલું પ્હેરાવ્યું, નાજુક કમરે કંદોરો બાંધ્યો. માથાના આછા આછા બાલ સુગન્ધી તેલ નાંખી ઓળી ઉનની ગલેચી ઓઢાડી. મ્હોડું ધોઇ ચાંલ્લો કર્યો અને આંખમાં આંજણ આંજી લમણે રક્ષા કરી.

મારાં પત્નીએ કપાળમાં કુંકુમની પીર કરી. ડોક વાંકી વળી જાય તેટલી માળા પહેરી. ગુલછડી, મોહનમાળા, ચંદનહાર, જે કાંઇ હતું તે આજ ડોકપર ચડી ગયું. હાથમાં હીરાબંગડી, કાનમાં પાણીદાર ચળકતાં એરીંગ, કુંળીકુંળી આંગળીમાં વીંટી, કોણીપર નસુ-નેદાર ચાંપવાળાં કડાં, અને પગમાં રૂમઝુમ કરતાં અઠ્ઠાસીયાં, પગ-પાન અને જૂનાગઢની નાગરાણી પહેરે તેવા છડા પ્હેર્યા. ફૂલની બ્હાંયનું તસતસતી ઝાલર ભરેલું ફેન્સી કિનખાબનું પોલકું, વેલબુટા-વાળી સોનેરી કોર ગૂંથેલી રેશમી કસુંબલ સાડી ઓઢી અને અંગે-અંગ દેખાય તેવો શરબતી મલમલનો ઝાલર ભરેલો ઘેરદાર ઘાઘરો પહેર્યો. સુગન્ધી તેલથી અંબોડો ગૂંથી માંહી ગુલાબનું ફૂલ ખોસ્યું. મારાં પત્ની આજ શુકને છળવા જતી રંભા કે રાજર્ષિ વિશ્વામિત્રનાં તપભંગ કરવા જતી ગન્ધર્વ કન્યા મેનકા સમ દેખાતી હતી.

પિત્તળની ઝારીમાં પૂજન સામગ્રી તૈયાર કરી. બાળ છોકરી કુસુમને ધવડાવી બોલાવા આવેલી બ્હેન તથા અન્ય સ્ત્રીઓના સાથમાં ગીત ગાતી પૂજન કરવા ચાલી નીકળી.

બાળક ટપુને પણ આજ નવરાવી હીરકોરીધોતી, આલ્પાકાનો કોટ અને માથે મખમલની લાલ રંગની ટોપી પહેરાવી ગૌમાતાનાં દર્શન કરવા સાથે લેતી ગઇ.

ઘરમાં હું એકલો પડયો. મારાં પત્ની વગર ઘર મને ખાવા ધાતું એ એકથીજ ઘર ભર્યું દેખાતું. એમના એકથીજ હું ઉજળો હતો. બાળકોની અને સ્ત્રીઓની માયા પ્રભુએ ન રચી હોત તો જીવવાં કડવાં ઝેર જેવાં થઇ પડત. મારાં પત્નીવડે કલ્લોલતું ઘર સુનું સુનું દેખાયું. પત્થર ખડકેલી હવેલીઓ એ ઘર નથી પણ સ્ત્રી એજ ઘર છે. **न गृहं गृहामेल्या , गृहिणी गृह मुच्यते** એ મનુભગવાનનું સૂત્ર મને સ્વાનુભવે સમજાયું. ગૃહરાજ્યમાં પુરૂષોનો શો ખપ? પુરૂષ રાજા ખરો પણ રાણી વગર કોડીનો સમજવો! પુરૂષોનાં ગૌરવ, પુરૂષોનાં માન એ રાણીનાં રાજવડેજ નભી રહ્યાં છે. **गेहे गेहे जंगमा हेमवल्ली** મને એ શુક રંભા સંવાદનું સૂત્ર યાદ આવ્યું. ઘર ઘરમાં જો સ્ત્રી રૂપી સુવર્ણ વેલ નહોત તો પુરૂષરૂપ વિશાલ વટ વૃક્ષ પણ પત્રપુષ્પહીણું સુકાઇ ભોંયપર ઢળી પડયું હોત.

‘ હરતી ફરતી લલના લક્ષ્મી આંગણે<br>‘ બોલે મીઠા અમી ઝરતા રસ બોલ જો !

આહા ! ગૃહલક્ષ્મીનાં મૂલ શું આંકું ? એ બધું ઠીક; મારાં પત્નીને આ અવસ્થાયે પણ આટલો બધો પહેરવા ઓઢવાનો મોહ કેમ હશે ? ગમે તેમ પણ હવે ડોલર નાનાં કહેવાય નહીં. એ બાળકની માતાને સંસારના આ રંગરાગ શા ? પરંતુ, સ્ત્રીની પ્રસન્નતા એજ મનુષ્ય જીવનનો પરમ ધન્ય લ્હાવો છે. સ્ત્રીના આશીર્વાદમાં જ જગતના સમગ્ર સુખ વસી રહ્યાં છે. નિરોગી દ્દઢ બાંધાની વીર્યવાન

પ્રજા ઉત્પન્ન કરવા માટે 'સ્ત્રીઓની પ્રસન્નતા' એજ સર્વોત્તમ ઉપાય છે. પ્રસન્નસુખી સુન્દરીજ મનમાન્યું ફળ આપી શકશે. **यत्र नार्यस्तु पुज्यन्ते रमन्ते तत्र देवता ।** એ સ્મૃતિકાર મનુદેવનાં સૂત્રની સત્યતા સમજાય. હસતાં રમતાં દેવનાં ચક્ર જેવાં બાળક ટપુ અને કુસમને જોતાં સ્ત્રીઓની પ્રસન્નતાની અગત્ય અનુભવાતી.

હિન્દુ સમાજમાં જ્યારથી સ્ત્રીઓનાં આંસુ સર્યાં છે. સ્ત્રીઓનાં કમલ સરખાં મુખ કરમાયાં છે, અને જલતી આંતરડીના ઉષ્ણ નિ શ્વાસો લેવાયા છે ત્યારથીજ ભારતનો શિક્ષીત સમાજ અસુર બની ગયો છે. સાક્ષરો રાક્ષસ થતા જાય છે. રંગરાગમાં રાખ ઉડી રહી છે. અને નંદનવન સમાં નવપલ્લવતાં ગૃહો શ્મશાન થઇ રહ્યાં છે. ધર્મકર્મહીન જર્જરીભૂત થએલ ભારતનો હિન્દુસમાજ અનાથ સ્ત્રીઓનાં આંસુ લૂંછશે નહીં, વિધવાઓને પવિત્ર અને પુણ્યમયી દેવી માનશે નહીં, અને ગૃહલક્ષ્મી-અર્ધાંગનાના અંતરના આશીર્વાદ પ્રાપ્ત થશે નહીં; ત્યાં સૂધી એ જર્જરીભૂત કલેવર પતિત ભૂમીશાયી જ રહેવાનો. જગતની શિષ્ટ પ્રજામાં-ભારતનો હિન્દુસમાજ ઉંચું મુખ કરી શકવાનો નહીં. આ બધું જોતાં મારાં પત્નીની પ્રસન્નતા જાળવવા હું તો ઉભે પગે હાજર રહેતો. મારાં પત્નીનું પ્રસન્ન મુખ જોવાનો મારો પતિરૂપે પરમ મનોરથ હતો.

મારી આ ભાવના મારાં કુટુંબીજન ઉકેલી શકતાં નહીં. અને મને "બાઇડીને વશ્ય થઈ ગયો છે. બાઇડીના નચાવ્યા પ્રમાણે નાચે છે" આમ કહી લોકમાં વગોવતાં. કયારેક મારાં પત્ની અસ્વસ્થ હોય, કયારેક દેવદર્શનેથી ઘેર મોડાં આવ્યાં હોય ત્યારે હું

ગૃહકાર્યમાં પણ મદદ આપતો. દાળ ભાત થઇ ગયાં હોય તો બે પાંચ ફુલકાં હું બનાવી નાંખતો. રસોઇની શરૂઆત ન થઇ હોય તો દાળનું આંધણુ મૂકી દેતો. ક્યારેક મારાં પત્ની રસોડાંમાં હોય ત્યારે બાળક કુસમને રમાંડતો. રડતી હોય તો ઘોડીયામાં સુવરાવી હીંચકા નાંખતો. કયારેક દીવાનખાનું વગેરે ઝાડું લઇ સાફ કરી નાખતો. કોઇ વખતે ગાય દહોતો કે દહીં મંથન–દહીં વલોવવાનું કાર્ય પણ કરી લેતો.

\+ + + +

અનન્ય ભક્તિભાવથી મારાં પત્નીએ ગૌ પૂજા કરી. બ્રાહ્મણોને દક્ષિણા આપી સંતોષ્યા. પૂરોહિતોના આશીર્વાદ લીધા.

આજ ભગવાન વિશ્વેશ્વરના મન્દિરમાં સ્ત્રીઓનો મેળો હતો. તીર્થસ્નાન કરી, ગોપૂજા કરી, ઉમાનાથનાં દર્શન કરવા શ્રદ્ધાળુ સ્ત્રીઓ દોડી રહી હતી. ભગવાન ઉમાનાથના મન્દિરમાં ઘીની અખંડ દીવીઓ ઝલતી હતી. બ્રાહ્મણો પાટલા માંડી રૂદ્રી, મહિમ્ન, આદિના પાઠ ભણી રહ્યા હતા. શિવજીનાં મસ્તકે અખંડ જલધારા થઇ રહી હતી. ચંદન, પુષ્પ, ધુપ, દીપ, નૈવેદ્ય આદિથી વિશ્વેશ્વરની પૂજાનો આડંબર દર્શનીય હતો. બીલીપત્રનો શિવલિંગ પર ઢગલો થઇ ગયો હતો. મન્દિરના આગલા ઘુમટમાં ઓટલાપર બેઠેલા બ્રાહ્મણો ગૌમુખીમાં હાથ નાંખી ગાયત્રી મંત્ર ભણી રહ્યા હતા. ઘુમટમાં ચાર ઉંચા સ્તંભ આવેલા છેઃ ધક્કા મુકી કરતાં દર્શને આવતાં સ્તંભ સાથે કોઇ કોઇ અથડાઇ જતાં. બાળક કુસુમને આવી મેદિનીમાં સંભાળવાનું કાર્ય વિષમ હતું. આંગળીએ વળગેલાં કેટલાંયે બચ્ચાં 'મા' થી વિખૂટાં પડી જતાં. કેટલાંયે લાંબો ધાંટો તાણી રડતાં હતાં.

વસ્ત્ર સંકોરી સંભાળી સંભાળી પગ માંડતાં છતાં યે સવિતાની છાતીએ વળગેલી મારી પુત્રી કુસુમનું માથું ઘૂમટનાં સ્તંભ સાથે અફડાયું. માસીની છાતીપર કુદતી હસતી કુસુમે ભયંકર ચીસ નાંખી.

કુસુમનો તનમનાટ એક ક્ષણમાં ઉડી ગયો. જીવની પેઠે જાળવી—છાતી પરજ રાખેલી બાળક પૂત્રીને વાગી જતાં બાપડી સવિતા ગભરાઇ ગઇ. આંખમાં આંસુ આવી ગયાં. 'મોટી બ્હેનના વર જરૂર રોષે ભરાશે' એ વિચારતાં ભોંઠી પડી.

મારાં પત્ની કોઇ પણ મન્દિરમાં દર્શન કરવા જાય ત્યારે જેટલાં સ્તોત્ર સ્તવન, આરતી વગેરે જાણતાં હોય તે બધાં પ્રભુ સમીપ બોલી જતાં. સહુ દર્શન કરી હાથ જોડી ચાલી નીકળે, પણ મારાં પત્નીનો દર્શનવિધી નવાઇ પમાડતો.

સવિતા રડતી કુસુમને છાની રાખતી મન્દિરમાંથી બહાર નીકળી આવી, મોટી બ્હેનને સાદ કર્યો. બહાર આવી રડતી કુસુમને મારાં પત્નીએ છાતીપર લઇ ધવડાવી છાની રાખી. પણ માથામાં તાજો પડેલો ઘા જોઇ દિલગીર થઇ.

બપ્પોરના બાર વાગે મારાં પત્ની ઘેર આવ્યાં. કુસુમ હજુ રડતી બંધ થતી ન હોવાથી સવિતાને રસોઇ કરવા રોકી. હું નીચે આવ્યો. કુસુમને વાગી ગયું જાણી મને બહુ લાગી આવ્યું. છોકરાંને લઇ દેવદર્શને દોડવું એ મને ઠીક ન લાગ્યું. છોકરીના માથાપર કૉલનવૉટરનાં પોતાં મૂક્યાં. કુસુમના હાથમાં ઘુઘરો આપું, વાજું વગાડું, કે મ્હોડાંમાં દ્રાક્ષ કે એલચી દાણા આપું પણ આજ કોઇ યત્ને કુસુમ છાની રહી નહીં. મારાં પત્નીએ અંબાજીની માનતા કરી. દૂધની બાધા રાખી બચ્ચાંઓને ગોળ ધાણા વ્હેંચ્યા. મારાં પત્ની

સંતાનવત્સલ વ્હાલસોઇ માતારૂપે આદર્શ હતાં પણ શિક્ષણના અભાવે વારંવાર ભૂલ કરી બેસતાં. પરંતુ, એ ભૂલ મારા દિલમાં વસતી નહીં તો પણ કુસુમને થએલો ઘા હું જોઇ રહું અને બે શબ્દ ન કહું તો એ બાળક ઉપર અન્યાય થયો કહેવાય. એ અન્યાય એક પિતારૂપે મારાથી ન થાય એ મારે પ્રતિક્ષણે જોવાનું રહ્યું. સંતાન પ્રાતનો એ ધર્મ હું કેમ ચૂકું ?

'હું તમને વારંવાર રોકું છું, તોપણ તમે ધ્યાન નહીં આપતાં મન્દિરે દોડયા કરો છો. બિચારી છોકરીનો યે ભોગ કે તમારે ઉદરે જન્મી !' મેં રોષમાંજ સંભળાવી દીધું.

'એ તો એમજ મોટાં થઇ રહે. 'ચડતા પડતા અસ્વાર.' મારાં પત્નીએ પણ યોગ્યજ ઉત્તર વાળ્યો.

'એ બધું ઠીક પણ બચ્ચાંને બરાબર સંભાળવાં જોઇએ. એકલાં દેવદર્શનમાંજ મુક્તિ નથી.' મેં કહ્યું.

'તો તમે સંભાળવા આવતા હશો ? ખરૂં ને ? છોકરાં જણવાં કે છોકરાં ઉછેરવાં એ બાઇડીઓની વાતમાં તમે શું જાણો ?'

વાત પણ ખરી હતી. ગમે તેવો સંતાનવત્સલ પિતા પણ માતાની ખોટ પૂરી શકતો નથી તો પછી મારા જેવો ઓફીસ કામમાં ગુંથાએલો પિતા છોકરાં મોટાં કરવાની બાબતમાં શું જાણે ?

વળી સાથે એ પણ માનતો કે—પતિવ્રતા પત્નીને પતિથી અધિક કોઇ દેવ નથી; તોયે તેણીના સરલ અને ભાવભર્યા માર્ગમાં વિક્ષેપ કરવા મારી ઇચ્છા ન હતી.

આખો દહાડો રડી રડી થાકી ગએલી છોકરીને સાંજ પડેલાં

સહજ અફીણની કણી પાઇ ધવડાવી પોડીયાંમાં સુવાડી દીધી. આજે હું ઘેર આવ્યો. ત્યાં કુસુમને તો ઘસઘસાટ ઉંઘતી જોઇ. આહા ! કુસુમને જોતાં મને મેનકાની શકુન્તલા યાદ આવી. નિર્દોષ પરમાનંદ મ્હાલતું મુખડું હું ફરી ફરી જોઇ રહ્યો. દેવદુર્લભ કુસુમને ન્યાળતાં મને સ્વર્ગની ઝાંખી થઇ. આ બચ્ચાંની મોહિની અમ સંસારીઓને નહોત તો આ જગત ક્યારનું વેરાન મરૂભૂમિ થઇ ગયું હોત. અમ સંસારીનાં હર્ષશોક ક્ષણભરનાં હોય છે. સ્નેહાલ ગૃહજીવનમાં–બાળકોની માયામાં વિંટાયેલાં દંપતી સ્વર્ગની અપેક્ષા રાખે ખરાં કે ?

આજે મારાં પત્નીનાં વ્રતની અંતિમ રાત્રી હતી. આજ આખી રાત ગણેશફળીઆનો ચોક ગાજી ઉઠવાનો હતો.

મારાં પત્નીએ વ્રત ઉજવવા પહેરી ગએલાં તે સાડી પોલકું વગેરે બદલાવી નાંખ્યાં, પરંતુ અંગપર ચડેલા અલંકાર ઉતાર્યાં નહીં. શ્રાવણ કૃષ્ણપક્ષની અંધારી રાત્રી અને શ્રાવણનાં સરવડાં સરખો આછો વરસાદ વરસતો. કયારેક આભમાં વિજળી ઝબુકતી. આવી રાત્રીએ અલંકાર પહેરીને રાસ રમવા જવું એ જોખમ ભર્યું હતું એમ મેં વિચાર્યું પરંતુ આજ અલબેલાં બનેલાં પત્નીને એ શબ્દ કહી દુભાવવાં એ પણ યોગ્ય ન હતું.

હું મારી ડ્રૉઇંગ રૂમમાં પુસ્તક લઇ વાંચવા બેઠો. અને મારાં પત્ની વૃજની ગોપિ સમાં રાસ રમવા સંચર્યાં. મારા મકાનની સામેજ ગણેશફળિઆનો ચોક આવેલો હોવાથી આજનો કોલાહલ સુખે નિંદ્રા લેવા દે તેમ નહતું.

ચોકમાં આજ આસોપાલવનાં તોરણો લટકાવ્યાં હતાં અને કેળનાં સ્તંભની સુંદર માંડવી બનાવી હતી. મધ્યમાં એક મશાલ

ઝુમતી હતી. એક પછી એક રસભરી રમણીઓ રાસભૂમિમાં આવી પહોંચી. પગનાં હાથનાં ભિન્નભિન્ન હાવભાવ, રાસ ગાતી વખતનાં અંગ હીડોલ અને તાલ દેવાતા હતા. તે અવાજ સાથે સુંદરીઓનાં પગનાં નૂપુર અને ઘુઘરાના અવાજમાં અવનવા રાસ સાંભળતાં પુસ્તક બંધ કરી ઘડીભર સાંભળવામાં તલ્લિન થઈ જતો. કેટલાએક રાસ મને બહુ ગમ્યા. મારાં પત્નીનાં ઉરમાં આજ રસસમુદ્ર છલકાઈ જતો હતો. મારાં પત્નીનું રસગૈરવ અમોલું હતું. હું અત્યંત પ્રસન્ન થયો. અંતરમાંજ મારાં પત્નીને અભિનંદન આપ્યું.

અત્યંત વ્હાલભર્યા ઉન્નત ગૈરવ દાખવતાં સુંદરીકુળનાં ભૂષણસમાં મારાં પત્ની નીચેનો રાસ મધુર હલકથી પરસ્પર તાલી ઝીલતાં ગાઇ રહ્યાં હતાં. મુખ ઉપરનું તેજ આજ માતું નહોતું. ઓઠ મલકાતા હતા. મારી દષ્ટીએ મારાં પત્ની આજ અવર્ણીય હતાં.

હું છું ન્હાનકડી ને કહાન વર મોટા, પરાણે પ્રીત લગાડીજીરે,
દૂર ઉભું હું ગ્યબોલ બનીને, કહાનવર ભેટવા દોડીજીરે—હું છું.
વનમાં જનમાં ઘડીએ ઘડીએ, પાલવ મારો છેડીજીરે.
હું તો સખી! હવે લાજી મરૂં છું, જીરવાય નહીં એ જોડીજીરે—હું છું.

યમુનાને ઘાટ જલ ભરવાને જઇએ, ઉભો છે મારગ રોકીજીરે;
કુંજ મંહી હું છૂપાઇ રહું ત્યાં, કહાનવર લેછે ગોતીજીરે—હું છું.
હું છું ગોવાલન ભોળી સાહેલી! ભુરકી અમપર નાંખીજીરે;
કહાનુડો કપટી ખેલ કરે તોય, એ છે મારો ગિરધારીજીરે. હું છું.
હું છું ન્હાનકડીને કહાનવર મોટા, પરાણે પ્રીત લગાડીજીરે.

રાસ ઝીલવાના રસમાં, ગાવાના ઉલ્લાસમાં અને ગૈરવના જોમમાં ઘેલાં બનેલાં મારાં પત્ની રાસની છેવટની પંક્તિ પૂરી થતાં

એકાએક ઉભાં રહી ગયાં. મ્હોંડાં ઉપરનું નૂર એક ક્ષણમાં ઉઠી ગયું. કપાલપર શીત આવી ગયાં અને ગાભરાં બની ચોમેર જોવા માંડ્યાં.

'શું થયું'? ક્યારે ગયું? "ક્યાં સરી પડી"? આમ આખી વગામાં મારાં પત્નીને ઉપરાઉપર પ્રશ્ન થવા માંડ્યા. મારો આનંદ મારી ગમ્મત પણ એક ક્ષણમાં ધૂળ મળી. 'અરેરે! આ મૂરખ આટલુંયે સંભાળતી નથી' એમ મનમાં બોલી ઉઠ્યો. ગલીશેરીઆના ચોકમાં શોધાશોધ થઇ રહી.

મારાં પત્નીએ ડોકમાં કિંમતી 'નેકલેસ' પહેરેલું. તેની નાની સરખી માથાના બાલસરખી આછી કડી મારાં પત્નીના અંગ હીંડોલમાં એકાએક સરી પડી. અને ઉતાવળે પગ ઉઠાવતાં હાથનાં કાંડા સાથે અથડાઇ સમિપની ગટરમાં નેકલેસ જઇ પડ્યું. મોડી રાત્રી સુધી શોધ કરતાં કશું હાથ લાગ્યું નહીં. ગટરના પત્થરા ઉંચકાવી તપાસ કર્યો. બારીક દ્રષ્ટીએ આખા ચોકમાં શોધ થઇ ચૂક્યો. મારાં પત્ની 'દ્વારકાં ગયે થે...' જેવું કરી ઘેર આવ્યાં. નીચેજ પથારી કરી સુઇ રહ્યાં. પ્રભાતમાં હું જાતે ચોકમાં ફરી વળ્યો. પરંતુ કોઇ યત્ને ફાવ્યો નહીં. મારાં પત્ની પણ ગભરાયાં હતાં?' શું બોલવું? શું મોઢું બતાવવું, મને દેખતાં ઘરમાં છૂપાવા માંડયાં.

શું થાય! આવાં ઉંમરે પહોંચેલા બે સંતાનની માતાને કે પ્રૌઢવયનાં પત્નીને શું કહેવું? કેટલી મુશ્કેલી વેઠી ઘડાવી આપેલા સો દહોડસોના દાગીનાને ગુમાવી આવે એવાં ચતુર પત્નીને શું કહેવું? દરેક વિષયમાં પોતાનો કક્કો ખરો કરવાની ટેવ અને સો તેરી રામકુહાઇને એક મારૂં ઉં હું' એના જેવી પ્રકૃતિ માટે મને અત્યંત સંતાપ થયો. કોઇ ન જુવે, ન જાણે તેમ રહી પડ્યો. મારાં પત્ની

ગૃહકાર્યમાં ગૂંથાયાં પણ એમને આજ આનંદ નહતો. લગ્ને પ્રથમ પગથીએ પગ માંડતી મારી ડોલર નાની હોત તો જરૂર એ તમાચા ચોઢી દેત. આમને શું કહેવું? મારા સુખમય ગૃહજીવનમાં પણ ક્યારેક આમ હોળી સળગી ઉઠતી અને હૃદયના સમભાવ ન જાળવ્યા હોત તો ક્યારના અમારા છૂટાછેડા થઇ ગયા હોત કે ગૃહજીવનના તાર તૂટી ગયા હોત.

હિન્દુ સંસારમાં અશિક્ષીત અને અજ્ઞાન પત્ની તરફથી સુજ્ઞ પતિને પણ કેટલું સહવું પડે છે? હૃદય કેટલાં વજ્રસમાં કરી ઘૂંટડા ગળે ઉતારવા પડેછે? એ કલ્પના ખાનપાનમાં આળોટતી પત્નીને કયાંથીહોય? પેટમાં ખાય નહીં અંગપર ઓઢે નહીં અને લોહીનાં પાણી કરી મેળવેલી પતિની કમાઈ નિરક્ષર પત્ની એક ક્ષણમાં ઉડાવી દેછે. હિન્દુકન્યાને ગૃહજીવનનું શિક્ષણ નથી મળતુ પિયેરમાં કે નથી મળતુ સાસરિયામાં, એટલે અજ્ઞાન પત્નીઓનાં મન ખાવા પીવામાં અને પહેરવા ઓઢવામાં ફરતાં હોય છે. હિન્દુ ગૃહિણી રસોઇ કરવી, ઘરનું વૈતરૂં કરવું, ને છોકરાં જણવાં આથી વિશેષ ગૃહસ્થાશ્રમની સફલતા બતાવી શકી નથી. તેનું મુખ્ય કારણ આપણા સંસારમાં હિન્દુ કન્યા ઓને ગૃહશિક્ષણની ખામી એજ છે. આપણા વર્તમાન સંસારસુધારકો સ્ત્રીશિક્ષણ માટે ભિન્નભિન્ન વર્ગ અને વિધવિધ યોજના ઘડતા જાય છે પરંતુ એ બધા પ્રયોગો! ગૃહશિક્ષણ, વગર અધૂરાજ રહેવાના. ગૃહદીપક કુટુંબ-પોષક ગૃહિણી એજ સમાજનું જીવન છે.

જમી લીધા પછી મારા પત્નીને ઉપર બોલાવ્યાં. 'તમારી ભૂલ હવે સહી શકાતી નથી' મેં રોષમાં કહ્યું.

'થયું ન થયું થવાનું નથી. હવે ન ઘડાવી દેશો'. ! મારાં પત્નીએ ઉત્તર આપ્યો.

"વ્હાલી! જુવો આપણા સાચા અલંકાર બાળક ટપુને કુસુમ છે. એમને ખવરાવો, લડાવો, શિક્ષીત બનાવો અને એ અલંકાર સમા બાળકથી તમારૂં માતૃજીવન શોભાવો તો કેવું સારૂં?" મેં કહ્યું.

"જો એમ છે. તો તમેયે એવા મિથ્યા અલંકાર ગુમ થતાં શામાટે આટલા ચીડાઓ છો? મારાં ટપુ અને કુસુમને ભગવાન જીવતાં રાખે! બાકી વાર તહેવારે ઉઘાડી ડોકે માણસમાં કેમ હલાય? અમારે સ્ત્રીઓને તો પ્રસંગ પ્રસંગના અલંકાર અને વસ્ત્ર પ્હેરવાં જોઇએ. નહીં તો બાઇડીઓમાં છતે સાધને વગોવાઇએ. પણ એવી બાઇડીઓની વાતમાં તમે શું જાણો?"

હું ચૂપ થયો. વિચારતાં મારાં પત્નીનો અભિપ્રાય મને પણ યોગ્ય જણાયો! ખરેખર! બૈરાંઓથી વસ્ત્ર અલંકાર વગર બહાર કેમ જવાય? પુરૂષો સામી કોઇ આંગળી યે ચીંધે નહીં પણ સ્ત્રીઓને સહુ ચડી ચડીને કહેવા આવે! એ આપણાં હિન્દુ સંસારની એક પ્રથા છે. એટલે મોટું મન રાખી ગૃહજીવનની શાન્તિ અર્થે ઘૂંટડા ગળે ઉતાર્યા વગર અન્ય માર્ગજ નહોતો. થયું 'આગે આગે ગોરખ જાગે'

વાંચનાર તને પણ આવા અનુભવો તો થયાજ હશે?



ૐ

# ગુજરાતી લાયબ્રેરીઓને

સર્વ પ્રકારનાં પુસ્તકો અમારે ત્યાંથી કિફાયત ભાવે મોકલવામાં આવશે.

કોઈ પણ ગૃહસ્થને ગમે તે પુસ્તક જોઇતું હોય તો અમારી પાસેથી મંગાવ્યે ફાયદો થશે.

નારણજી ગો.

ડોસાણી.

સેવાસમિતિ પુસ્તકાલય

૧૫૭–૫૯ ગુલાલવાડીઃ મુંબઈ; નં. ૪

# આદર્શ ચરિત્રાવલિ.

( પૃથ્વી પરના મહાન પુરૂષોના ચરિત્રોનો સંગ્રહ )

લખનાર: રા. ધીરજ.

ચારિત્ર્ય વિનાનું જીવન નકામું છે. ચારિત્ર્ય શીલ પુરૂષો વસુંધરામાં વિજય ડંકા વગડાવી શકે છે. જો તમારે અડગ ધર્મ શ્રદ્ધાનાં, અનુપમ સ્વદેશ સેવાનાં નમુનેદાર દૃષ્ટાન્તો જોવાં હોય, તમારા બાળકોને દેશાભિમાની નરવીરો બનાવવા હોય તો આ પુસ્તક જલ્દી મંગાવી લો.

નીચે મુજબનાં પાશ્ચાત્ય મહાપુરૂષો તથા હિન્દી નરરત્નોના ઉત્કૃષ્ટ, બોધક, રસિક અને હૃદયગ્રાહી રસિકનાં જીવનચરિત્રો આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે.

૧ ડો. બર્નાડો, ૨ ડો લુઇસ કલોપ્સ, ૩ જનરલ બુથ, ૪ જોન પીયરપોંટ મોર્ગન, ૫ સર હેનરી કોટન, ૬ થિઓડોર ડોસ્ટ્રોઇવસ્કી, ૭ જેમ્સ કેરહાર્ડી, ૮ રાજારામ મોહનરાય, ૯ સર થોમસ મુર, ૧૦ લોર્ડ શેફ્ટસ્ટબરી, ૧૧ હર્બર્ટ સ્પેન્સર, ૧૨ તત્ત્વવેત્તા શોપનહોર, ૧૩ નેલ્સન, ૧૪ બાબુ ચંડીચરણસેન, ૧૫ એડવર્ડ ગીબન, ૧૬ એરીસ્ટોટલ.

જનસેવા અને દેશભક્તિની અનેકીભાવના પ્રગટ, થતું આ પુસ્તક દરેક ઘરમાં હોવું જોઇએ. સ્કુલોમાં વિદ્યાર્થીઓને ઇનામ આપવું જોઇએ.

૨૫૦ પાનાના પુસ્તકની કિમ્મત માત્ર રૂ. ૧-૦-૦.

લખો:-વ્યવસ્થાપક સેવાસમિતિ પુસ્તકાલય,

૧૫૭,૫૯ ગુલાલવાડી મુંબઇ નં. ૪.

# વિશ્વ-લીલા.

( સામાજિક સચિત્ર નવલકથા. )

એક શ્રીમંત કુટુમ્બના ઘરમાં ચાલતા વિચિત્ર ગોટાળાનો સત્ય ઘટનાત્મક ચિતાર આમાં આપવામાં આવ્યો છે. વિધવા ચંચળા ભાભીને મુનીમ ભોગીલાલ કેવી રીતે પ્રપંચ રમી ફસાવે છે. અને આખરે તે અનીતિનાં આચરનાર બન્નેનો કેવો અંજામ આવે છે તે જાણવું હોય તો આ પુસ્તક સત્વર મંગાવી લો.

પ્રેમરસથી ઉભરાતી આ સુંદર રસમય નવલકથા વાંચતાં તમે બે ઘડી સાનભાન ભૂલી જશો. પ્રેમાલ મુલાયમ હાથોવાળી વિશ્વેશની જાદુગરી લીલા તમને સંસારની સ્નેહવાટીકામાં સહેલ કરાવી પ્રેમસૃષ્ટિના રસિક વિહારી બનાવી દેશે. તેમાંના ચિત્રો તમારી આંખો ઠારશે. કિમ્મત રૂ. ૨-૦-૦

## નકલીઆઓથી ચેતજો.

કેટલાક બુકસેલરો છાપેલા અક્ષરના પુંઠાંવાળું આ પુસ્તક વેચે છે. પણ તમે ખરીદતી વખતે રૂપેરી નામ વાળું પૂંઠું જોઇનેજ લેજો.

નારાયણજી ગો. ડોસાણી.
બુકસેલર અને પબ્લીશર.
૧૫૭/૫૯ ગુલાલવાડી મુંબઈ નં૦ ૪

# અબળાની આત્મકથાઓ.

( ગુજરાતી સાહિત્યમાં એક સ્વતંત્ર સામાજિક પુસ્તક. )

સચિત્ર પાકું પૂઠું સોનેરી નામ કિમ્મત રૂ. ૨-૮-૦

---

સ્ત્રી જાતિ ઉપર હિન્દુસમાજ કેટલી હદ સુધી 'ટાયરીઝમ' ચલાવે છે ? ત્રાસ, જુલમ અને આપખુદી સહન કરતી આર્ય-અબળાઓનાં જીવન કેવાં અધમ થઇ જાય છે તેનો હૃદય ભેદક ચિતાર આ પુસ્તક વાંચતા આંખ સામે ખડો થાય છે. ૧૬ સંપૂર્ણ વાર્તાઓ છે. તેમાં થોડીકનો નમુનો જુઓઃ—

૧ લી વાર્તાઃ કન્યાવિક્રયી માબાપોનાં દુષ્કૃત્યથી દીકરીઓનો સંસાર કેવો સડેલો થઇ જાય છેઃ તે આ એક જૈન કુમારિકાની કરૂણ કથની વાંચતાં સમજાશે.

૨ જી વાર્તાઃ સાસુ નણંદના જુલમથી ત્રાસેલી, રડવા કૂટવાના દુષ્ટ રિવાજે રામશરણ થનારી આ બ્રાહ્મણ કુમારિકાની આત્મકથા તમારી આંખમાં આંસુઓ લાવશે.

૩ જી વાર્તાઃ પરદેશ ગયેલા પતિની પત્ની યમુના લોહાણી પર કેવા કેવા કારમા કેર વર્તાય છે. તેનો ભરકોર્ટમાં ચાલેલો-કેસ, અને મેજીસ્ટ્રેટ સમક્ષ તેણે કહેલી જીવનકથા વાંચતાં સડી ગયેલા હિન્દુ સંસારનું તમને ભાન થશે.

૪ થી વાર્તાઃ વ્યભિચારી પતિના પનારે પડેલી, સાસુ નણંદના જુલમ સહતી, શોક્યના સાલથી દુઃખી થતી આ ઔદિચ્ય બ્રાહ્મણકન્યા ઉષાની આત્મકથા રૂઢીની ભીષણતા અને સ્ત્રીવર્ગની પરાધિનતાનું ભાન કરાવશે.

૫ મી વાર્તાઃ હિન્દુસ્થાનમાં વેશ્યાઓ કેમ વધે છે ? તે આ નાગર

જાતિની ભેટે ચઢાવેલી કન્યા વિમળાકુમારીની જીવનકથાથી તમે જાણી શકશો.

૬ ઠ્ઠી વાર્તા: કણબીની ન્યાતની આશાબાઇની આત્મકથા તમને કેળવણીખાતાના ઇન્સ્પેકટરો મહેતીજીઓને કેવી રીતે શીશામાં ઉતારે છે તે સમજાવશે.

૭ મી વાર્તા: શ્યામાની આ આત્મકથા હિન્દુ સંસારમાં કજોડાંથી થતી પાયમાલીનાં દર્શન કરાવશે.

૮ મી વાર્તા પુરોહિતની દીકરી ઇન્દિરા વેશ્યા બનવા જેટલી સ્થિતિએ કેવી રીતે પહોંચી તેનું ધ્યાન તમારા હૃદયને કમકમાવી નાખશે.

૯ મી વાર્તા: વિનોદિનીની આત્મકથા તમને આર્ય અબળાની અજબ સહન શક્તિ તથા ઉચ્ચ આત્મભોગનો ખ્યાલ આપશે.

૧૦ મી વાર્તા: નણંદના કુકર્મે ભાભી રૂપાળીને ભોગવવી પડેલી અસહ્ય યંત્રણા તો તમે રૂપાળીનું વૃતાંત વાંચીને જાણી શકશો.

૧૧ મી વાર્તા: એક કન્યાશાળાની બાઇની આ આત્મકથા તમને હિન્દુ શિક્ષિકાઓ, ધર્મ મંદિરો, ધર્મગુરૂઓ તથા સંસ્થાઓમાં ચાલતા ભવાડાઓનો ભેદ ખુલ્લો પાડશે.

૧૨ મી વાર્તા: લોહાણાની પુત્રી સુશીલા કેવી રીતે દુઃશીલા બને છે તેનો ઉલ્લેખ શબ્દોમાં કરી શકાય તેમ નથીજ.

૧૩ મી વાર્તા: કોકીલાની આ કર્મકથા તમને હિન્દુ સમાજની નીચતા—નઠોરતાનું અનુમાન કરાવશે.

આથી પણ હિન્દુ સંસારની નિષ્ઠુરતાનું વધુ દર્શન તો તમને ૧૪–૧૫–૧૬ મી વાર્તા કરાવશે. આમાંની એકજ વાર્તા વાંચવાથી તમારા ખરચેલા નાણાં વસુલ થઇ જશે. જલદી મંગાવી લો.

નારાયણજી ગો. ડોસાણી.
બુકસેલર એન્ડ પબ્લીશર,
૧૫૭/૫૯ ગુલાલવાડી મુંબાઇ ૪.

# અંધકાર પર પ્રકાશ.

લેખક:

રા. સાકરલાલ મ. કાપડિયા.

હિંદુ સંસારના લગ્નના મુખ્ય પ્રશ્નને લક્ષમાં રાખી સમાજની અટપટીગુંચોનો ઉકેલ કરતી આ નવલકથા તમને દિવ્ય માર્ગ બતાવનાર ભોમિયાનું કામ કરશે. જીવનમાં સ્વર્ગના લ્હાવા લેવા હોય, સુંદરીસંઘનો ઉદ્ધાર કરી સમાજને સર્વાંગ સુંદર બનાવવી હોય તો આ પુસ્તક વાંચો. જીવન એ-ટલે શું ? એ તમારે જાણવું હોય તો આ પુસ્તક ખરીદો.

ચાર ચાર નયન રંજક ચિત્રો તમને કળા અને સૌન્દર્યનું ભાન કરાવશે. મનોહર સોનેરી નાગવાળું પૂઠું. કિમ્મત રૂ. ૨-૮-૦.

| | |
|---|---|
| યૌવનનાં સ્મરણો | ૧—૦—૦ |
| સ્નેહ સદન યાને પ્રણય રહસ્ય. | ૧—૦—૦ |
| શારદાનું સ્વાર્પણ: | ૨—૪—૦ |
| અનંગમોહીની | ૩—૮—૦ |
| સંસારદર્શન | ૩—૦—૦ |
| ભયંકરભદ્ર: ભાગ ૧—૨ | ૬—૮—૦ |
| નાદીરનો દોરદમામ— | ૨—૮—૦ |
| સુરાદેવી ભાગ ૧. ૨. ૩. | ૬—૦—૦ |
| અરવિંદ વિચાર પુષ્પમાલા. | ૪—૦—૦ |
| નીતિ દર્પણ | ૨—૮—૦ |
| ચરિત્ર ચંદ્રિકા | ૩—૦—૦ |
| રતિશાસ્ત્ર યાને કોકશાસ્ત્ર | ૩—૮—૦ |
| આપણો ધર્મ | ૪—૮—૦ |
| રાજા દેવીદાસ | ૩—૦—૦ |
| મારી ભયંકર સંસારયાત્રા. | ૩—૦—૦ |
| સંસાર સંગ્રામ ભાગ ૧—૨ | ૪—૦—૦ |
| દશલાખનો દલ્લો. | ૨—૮—૦ |
| પંદરલાખપર પાણી. | ૧—૮—૦ |
| નોકરીનો ઉમેદવાર. | ૧—૮—૦ |

| | |
|---|---|
| ન્યાયના ખૂનમાં નીતિ. | ૨—૮—૦ |
| નૌકા ડૂબી. | ૩—૮—૦ |
| તરૂણ તપસ્વીની ભાગ ૧—૨ | ૬—૧૨—૦ |
| કામાંધ કામિની. | ૨—૮—૦ |
| ભાગે શયતાન. | ૩—૦—૦ |
| કબીર કાવ્ય | ૩—૪—૦ |
| મૂળરાજ સોલંકી. | ૩—૦—૦ |
| રાક્ષસોની રતિક્રીડા. | ૨—૮—૦ |
| ગૃહસ્થાશ્રમ. | ૨—૮—૦ |
| ભક્તાણી કે ભામઠી. | ૧—૮—૦ |
| ભવાનીનો ભોગ | ૧—૧૨—૦ |
| રાણી વ્રજસુંદરી. | ૨—૮—૦ |
| ભાગ્યચક્રનો મહામંત્ર | ૨—૮—૦ |
| રણઘેલા રજપુતો ભાગ ૧. ૨. | ૬—૦—૦ |
| ભાગ્યદેવીની ભયંકરતા. | ૧—૮—૦ |
| સંસાર કે નરકાગાર ? | ૧—૮—૦ |
| સંતપ્ત શયતાન. ભાગ ૧-૨-૩ | ૬—૦—૦ |
| મનોહારિણી માયા. | ૧—૮—૦ |
| માયાનો બજાર ભાગ ૧—૨ | ૪—૮—૦ |
| રત્નમાળ. | ૧—૦—૦ |
| વેનીસનો વેપારી. | ૧—૮—૦ |

| | |
|---|---|
| મેજર ફોર મેજર. | ૧-૪-૦ |
| છત્રપતિ રાજારામ. | ૨-૮-૦ |
| ખવીસની ખોપરી. | ૦-૧૨-૦ |
| રાગરત્નરસ માલિકા | ૦-૬-૦ |
| મહાભારત નાટક-(ઉરદુ જબાનમાં) | ૦-૧૨-૦ |
| કુસુમચંદ્ર. | ૧-૮-૦ |
| કોલમ્બસનું વૃતાન્ત. | ૦-૬-૦ |
| સાચાં મોતી. | ૧-૮-૦ |
| આધ્યાત્મિક માર્ગપ્રકાશ. | ૦-૮-૦ |
| જીવનશિક્ષા. | ૧-૮-૦ |
| આનંદશાસ્ત્ર | ૦-૮-૦ |
| પૈસાદાર કેમ થવાય ?— | ૧-૪-૦ |
| સ્નેહસંગિત | ૦-૧૨-૦ |
| સાહિત્યાદર્શ | ૨-૦-૦ |
| દલાપિનું સાક્ષરજીવન | ૦-૫-૦ |
| મુદ્રા રાક્ષસ ( નાટક ). | ૧-૦-૦ |
| તપસ્વિની (નાટક). | ૦-૧૨-૦ |
| સ્વદેશ ગીતામૃત. | ૦-૪-૦ |
| આરોગ્ય | ૦-૧-૦ |
| ચારૂચિત્રા | ૧-૦-૦ |
| મધુરાણી | ૩-૦-૦ |

| | |
|---|---|
| માર્ગદર્શિકા. | ૧-૪-૦ |
| સ્વરાજ્યને પંથે. | ૨-૦-૦ |
| કાવ્યકુસુમ. | ૦-૪-૦ |
| આનંદમંદિર. | ૧-૮-૦ |
| ચંદ્રલેખા નાટક | ૧-૦-૦ |
| ચુનીલાલ ગદ્ય સુધા પદ્ય. | ૧-૦-૦ |
| સ્વામી વિવેકાનંદ નાટક | ૧-૮-૦ |
| મહાજન મંડળ (સેકન્ડહેન્ડ) | ૨૦-૦-૦ |
| ફોજદારી ગુન્હાનો કોષ | ૬-૦-૦ |
| હનુમાનની મૂર્તિ | ૧-૦-૦ |
| સ્વામી રામતીર્થ ભાગ ૧. ૨. | ૭-૦-૦ |
| બંસરીબાલા | ૩-૦-૦ |
| હાસ્યકથા મંજરી. | ૨-૦-૦ |
| વિજયધ્વજ | ૦-૮-૦ |
| કાઉન્ટ ટોલસ્ટોયની વાર્તા | ૦-૮-૦ |
| હૃશીકેશચંદ્ર | ૩-૦-૦ |
| એન્ડ્રુ કાર્નેગીના લેખો તથા ભાષણો | ૦-૮-૦ |
| રાજારામકૃષ્ણ | ૩-૪-૦ |
| સિરાજુદૌલા | ૩-૮-૦ |
| આનંદ લહેરી | ૨-૮-૦ |
| ગોહેલવીર હમીરજી | ૨-૧૨-૦ |

| | | | |
|---|---|---|---|
| આજકાલનું હિન્દુસ્થાન ભા. ૧.૨.૩. | ૮—૮—૦ | તારાસુંદરી | ૩—૦—૦ |
| બેગમ મહાલ ભા. ૧. ૨ | ૫—૦—૦ | મુગ્ધા મિનાક્ષી | ૩—૪—૦ |
| કાળરાત્રીનું ખૂનીખંજર ભા. ૧—૨ | ૬—૦—૦ | પિશાચ મંદિર ભા. ૧—૨ | ૬—૧૨—૦ |
| સૈનિકની સુંદરી | ૪ ૦—૦ | ઝેરી જમાનો ભા. ૧ થી ૫ | ૧૧—૦—૦ |
| નવદંપતિને શીખામણ | ૨—૦—૦ | બગદાદનો બાદશાહ | ૩—૦—૦ |
| દેવીનંદીની | ૨—૦—૦ | પ્રેમની ખુમારી ભા. ૧—૨ | ૬—૦—૦ |
| | | ભારતનું ભવિષ્ય | ૦—૨—૦ |
| પરાક્રમની પતાકા | ૩—૦—૦ | ચુડેલનો ચમત્કાર | ૩—૦—૦ |
| વસંત વિજય ભા. ૧—૨—૩—૪ | ૧૧—૦—૦ | મણીમોહન | ૨—૮—૦ |
| કલંદરની કટાર ભા. ૧—૨—૩ | ૮—૦—૦ | પદ્મલતા | ૩—૦—૦ |
| વિચિત્ર જગત | ૩—૦—૦ | વિશ્વમોહિની ભા. ૧ થી ૪ | ૮—૦—૦ |
| બહાદુર બાળા ભા. ૧—૨ | ૩—૦—૦ | વેર વસુલ ભા. ૧ થી ૪ | ૧૨—૦—૦ |
| પિશાચીની કે પ્રેમદા | ૧—૧૨—૦ | પ્રમાદધનની પ્રભુતા | ૪—૮—૦ |
| ભયંકર પ્રાયશ્ચિત | ૬—૦—૦ | બેલાર્ડ પીયરથી બ્રીટન | ૬—૦—૦ |
| મધુરમીલન | ૨—૮—૦ | રતનલોજનું રમખાણ | ૩—૦—૦ |
| બ્રહ્મચારિણી | ૨—૪—૦ | કાઠિયાવાડની જૂની વાર્તાઓ | ૨—૮—૦ |
| દગાબાજ દુનિયા | ૩—૦—૦ | સદ્ગુરૂભાણચરિત્ર પ્રકાશ | ૬—૦—૦ |

આ સિવાય બીજાં સર્વજાતનાં પુસ્તકો અમારે ત્યાંથી કીફાયતે મળી શકશે. લાયબ્રેરીઓ માટે તેમના ફાયદા તરફ ખાસ લક્ષ રાખવામાં આવે છે. લખો.

**નારાયણજી ગોકળદાસ ડોસાણી.**

બુકસેલર અને પબ્લીશર

# સામાજિક સાહિત્ય.

અનેક ચિત્રો, ફોટાઓ, તથા મનન કરવા લાયક સ્વતંત્ર લેખો, રસભર્યાં કાવ્યો, હાસ્ય સ્કેચો, અનેક ન્હાની ન્હાની વાર્તાઓ, મોટી વાર્તાઓ તથા બોધદાયક રસીલાં ચરિત્રોથી ભરપુર પાકા બાઇન્ડીંગની

## સમાજજીવનની ફાઇલો.

પુસ્તક ૨ જું વર્ષ ૨ જું રૂા. ૬) પુસ્તક ૩ જું વર્ષ ૩ જું રૂા. ૬)
પુસ્તક ૪ થું વર્ષ ૪ થું ,, ૬) પોસ્ટેજ જુદું.

**ત્રણે પુસ્તકો સાથે ખરીદનારને રૂ. ૧૫)માં મળશે.**

**તમારે શા માટે સમાજજીવનની ફાઇલો ખરીદવી જોઇએ?**

**કારણકે:**તમે સમાજનું એક અંગ છો એટલા માટે તમારે સામાજિક બાબતો જાણવી જોઇએ.

**કારણકે:**—સુંદરીસંઘના પ્રશ્નોપર સ્વતંત્રપણે ચર્ચા કરનાર અને સરળ રીતે સમજાવનાર આ એકજ માસિક છે.

**કારણકે:**—સમાજજીવન વાંચવાથી તમે અવનવી સૃષ્ટિમાં મહાલતા હો તેમ લાગશે.

**કારણકે:**—ગુર્જર નરનારીઓમાં અવનવું ચેતન પ્રેરી સાદી અને સરળ ભાષામાં અનેક સાંસારિક પ્રશ્નોપર સારાસારનો વિચાર કરતાં **સમાજજીવન** શીખવશે.

**કારણકે:**—સમાજજીવનની ફાઇલો તમારી લાયબ્રેરીનું અણમોલ જવાહીર બનશે.

આવાં આવાં તો અનેક કારણો છે તેમાંથી માત્ર મુદ્દાનાં થોડાંકજ ઉપર જણાવ્યાં છે, જો તમે સમાજના શ્રેયમાં રસ લેતા હો, તમારાં બાળબચ્ચાં, પત્ની, માતા, બ્હેનોને સદ્દાચારી અને વિચારક જોવા માગતા હો તો જરૂર આજેને આજેજ **સમાજજીવનની** ફાઇલો મંગાવી લો. સીલકમાં હશે ત્યાં સુધી મલી શકશે. લખો:—

**વ્યવસ્થાપકઃ સમાજજીવન. ૧૫૭—૫૯ ગુલાલવાડી, મુંબઇ ૪.**









સોની નાનભાઈ કાનાભાઈ એન્ડ બ્રધર્સ.

ઝવેરીઓ.





સરવે જાતના

સોના ચાંદીના

ફેનસી દાગીનાઓના

વેપારી.

ઠે૦ સુતારચાલ; મુંબઈ નં. ૨.

This Title Printed at Krishna Printing Press, 9 Anantwadi Bombay. 2.